# કલાનું સ્વપ્ન

## અને બીજાં નાટકો

ડૉ. મંજુલાલ જમનારામ દવે



પ્રકાશક

સૌ. પુષ્પલતા રંજિતલાલ પંડ્યા

૧૯૪૦ મુંબાઈ કિં. ૨-૮-૦

પ્રકાશક
સૌ. પુષ્પલતા રંજિતલાલ પંડયા
બાબુલનાથ રોડ, ચોપાટી મુંબાઈ



પહેલી આવૃત્તિ



મુદ્રક: પીરોજશાહ ખરશેદજી, યુનિયન પ્રેસ,
નં. ૮૧. હોમજી સ્ટ્રીટ, એલફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબાઈ.

# અ-નુ-ક્ર-મ

**લેખકનાં બીજાં પુસ્તકો**

ડાકઘર ( નાટક )

સમર્પણમ્ (ખંડ કાવ્ય)

**હવે પછી પ્રગટ થનારાં**

વીરા અને બીજાં નાટકો

પ્રણયવીણા ( ગદ્ય કાવ્યો )

ટાગોર અને અન્ય લેખો

પયગંબર

પ્રેમલ સૌન્દર્ય જગતા તેના આત્માને, જેણે ટાગોર,
યીટ્સ તથા મેટર્લિંકમાં ઉંડેરાં સંજ્ઞાત્મક
લક્ષ્યદૃષ્ટાનાં પરમ દર્શન ઝીલેલ

# યુરોપીય નાટયો

## એક દૃષ્ટિપાત

યુરોપીય નાટ્યનાં વૃદ્ધિ તેમ વિકાસ પરત્વે દૃષ્ટિ ઢાળતાં સામાન્યતઃ ચાર મહાન યુગ પ્રતીત થયા વિના નથી રહેતા. પહેલો ગ્રીક (વા પેરીકલીયન) યુગ: બીજો ઇંગ્લીશ (વા ઇલીઝાબેથન) યુગ: ત્રીજો ફ્રેન્ચ (વા મહાન લુઇ) યુગ: અને ચોથો અર્વાચીન (વા આંતર રાષ્ટ્રિય) યુગ.

ગ્રીક યુગના નાટ્યપ્રણેતાઓમાં મુખ્યત્વે ઇસ્કીલસ, સોફોકલીસ, યુરીપીડીસ સમા કરૂણરસપ્રધાન પ્રયોગોના આલેખકો, તથા એરીસ્ટોફીનસ સમા હાસ્યરસપ્રધાન પ્રયોગોના આદરનારાઓ દૃષ્ટિએ તરી રહે છે. સારાં ય હોમરનાં ઇલિયડ ને ઓડીસી સમાં વિરાટ કાવ્યોના ચિન્તનભાર એ નાટયોમાં પથરાયલા જણાઇ આવે છે, એ જેટલું સત્ય છે તેટલું જ માંહ્ય સમસ્ત ગ્રીક પરિસ્થિતિ ધાર્મિક, તાત્ત્વિક, સામાજિક એ સર્વનાં મૂળ પણ પથરાયલાં માલૂમ પડી રહે છે. તત્ત્વવેત્તા સોક્રેટીસનાં તાત્ત્વિક મંતવ્યોને પ્રહસન રૂપે યોજનાર ને તેને મૂર્ખશિરોમણી રૂપે દાખવનાર નાટ્યકાર પણ એ સમયના એથેનીઅન લોક સમૂહ વચ્ચે ઊભે છે, ને તે વિનાશંકા, વિનાસંકોચ, વિનાભયે.

ઓગણીસમી સદીમાં શેલીએ જ્યારે અદ્દભુત નિજ

નાટ્યપ્રયોગ "પ્રોમીથીઅસ અનબાઉન્ડ" આરંભ્યો ત્યારે તે પોતે તેના આમુખમાં આલેખે છે તેમ ગ્રીક નાટ્યકવિ ઇસ્કીલસનો "પ્રોમીથીઅસ બાઉન્ડ" તેના સમક્ષ તરતો હતો; પરંતુ પોતે તો તે કાળના ફ્રેન્ચવિપ્લવની મહામંત્રણાઓ ઝીલેલો હોઈ સમાનતા, ભ્રાતૃત્વ, ને સ્વાતંત્ર્યના રણકારે તે મહાન નાટ્ય નિર્માં રહે છે, તથા ગ્રીક ગ્રંથકારે જે પ્રમાણે માનવ વિડંબક જ્યુપીટર તથા માનવદુઃખભંજક પ્રોમીથી-અસ વચ્ચે સુભેદ પાથરેલ તે પ્રણાલી ત્યજી એ ઉભયને નિત્યના પરસ્પર વિરોધી રૂપે દાખવી રહે છે: અને કહે છે કષ્ટદાતા દેવ તથા કષ્ટવિદારક પ્રોમીથીઅસ કદીય એકમેક સંગે ઉભીજ ન શકે. અને તે સાવ સાચ્ચું છે: કારણ શેલી માનવકલ્પ્યા દેવને ન્હોતો માની શકેલ; તેને મન તો પ્રોમીથીઅસજ એક વિરલ વિભૂતિ હતી જે માનવસંસ્કૃતિને જગત્‌માં વિહરતી કરી રહેલ, ને માનવ સૌમ્ય તેમ માનવ-કલ્યાણનાં અગોચર બીજ વાવી રહેલ. આવી પરિસ્થિતિમાં શેલી એક માનવશત્રુ ને બીજો માનવમિત્ર એ બન્નેનાં સમાધાન ન યોજી શકે એ યોગ્યજ ગણાય.

આજ પ્રમાણે મિલ્ટન કવિના નાટ્ય પ્રયોગો (જે બેજ છે-કોમસ માસ્કરૂપે, તથા સેમસન એગોનિસ્ટીસ) પર વસ્તુતઃ સોફોકલીસ તથા યુરિપિડીસની છાયા પડેલ નીરખી આવશે. આ છાયાઓ વધારે તેમના વિસ્તૃત સ્વરૂપમાં તો ફ્રેન્ચ નાટ્ય–યુગમાં રાસીનકૃતિ નાટ્યાવલિમાં સવિશેષ જણાઈ રહેશે. પરંતુ સૌથી ઉંડું ને ગહનતમ ઋણ તો આજના નાટ્યકારોને શિર એ એથીઅન નાટ્યકવિઓનું એકજ કહી શકાય ને તે એકાંકી નાટ્યપ્રયોગની રચના. યુરીપીડીસનો એક નાટ્યપ્રયોગ તો આપણા સાહિત્યમાં ય ક્યારનો પ્રવેશ

પામી ચૂકયો છે.* હું તો ઇચ્છું કે બલ્કે આ નાટયકારના બધાજ પ્રયોગો આપણા સાહિત્યમાં ઉતારાય. કારણ કવિકુલગુરૂ કાલિદાસના પૂરોગામી કવિશ્રી ભાસની જેમ એકાંકી નાટયોના આ સબળ પ્રયોગશાસ્ત્રીને ભાગ્યેજ તે વિના આપણે પૂરતો ન્યાય આપી શકશું. યુરીપીડીસ જેટલો વાસ્તવિકતાભરપુર નાટયકાર છે તેટલોજ તે વાસ્તવિકતાથી પાર ગયેલા ભાવનામય અંશોને ખીલવનાર તેમ બતલાવનાર તરિકે પણ સુશોભી રહે છે.

એરીસ્ટોફેનસ વિષે તો કહેવૂંજ શું ? બલ્કે પ્રત્યેક વર્ષ ઓકસફર્ડ યુનિવર્સીટીના ગ્રેજયુએટો આ સમર્થ પ્રહસન પ્રણેતાને અજબ અજબ અપનાવી રહે છે, એટલુંજ નહીં પરંતુ તેના સ્વપનાં સર્વ ભાવ તેમ ભાવનાઓને શ્રોતા તેમ દૃષ્ટા સન્મુખ હુબહુ દાખી રહે છે. મ. અને માદામ ઇસ્કાલીઅસ આજ પણ આપણને આ ચારે નાટયકારોના પ્રયોગો પ્રતિવર્ષ પુરાણી ગ્રીસની ભૂમિમાં વસન્ત--ઉત્સવરૂપે પ્રકટાવી રહે છે. સને ૧૯૨૮ની વસંતઋતુમાં આ ઉલ્લેખના લેખકને ય એ સૂક્ષ્મતમ ગ્રીક સંસ્કૃતિને તેના પ્રાચીનતમ સ્વરૂપમાં ન્યાળવાનો અદ્દ્ભુત પ્રસંગ પ્રાપ્ત થએલ. અને એ તો સાચુંજ છે કે પ્રોફેસર મરે જેવા ગ્રીક વાઙમયના મહારથીઓ જયાંસુધી તે સાહિત્યને અપનાવી રહેલ છે ત્યાંસુધી ઇસ્કીલસ ને સોફોકલીસ, યુરીપીડીસ ને એરીસ્ટો-

*જુઓ "ગુજરાત" માસિક તથા ત્રિમાસિક ૧૯૨૮-૨૯ નો છેલ્લો તેમ પહેલો અંક: જેમાં "નલિની" નામક નાટિકા યુરિપિડીસના Alcestis નામક પ્રયોગપરથી ઉતારાઈ જણાઈ શકશે.

ફેનસ યુરોપીય પ્રજાના પ્રાણ સંગે જોવાને તેવાજ પરોવાઈ રહેલ છે, ભલે પછી ગ્રીકલેટીનને સ્થાને પશ્ચિમની યુનિવર્સીટીઓમાં જર્મન ફ્રેન્ચનાં અધ્યયન પ્રવેશાય.

ઇંગ્લીશ વા ઇલીઝાબેથન યુગના નાટયપ્રણેતાઓમાં આપણે પ્રથમત: શેકસ્પીઅરના પુરોગામી વા સહગામી એવા ગ્રીન, પીલ, માર્લો ઇત્યાદિને ગણાવી શકીશું. એ સૌને "યુનિવર્સીટી વીટ્સ" કહેવામાં આવતા—કારણ, તેઓ પ્રાચીનતમ ઑકસફર્ડ તથા કેમ્બ્રીજના સંસ્કૃતિફલરૂપે ઝગતા ને લોકસમૂહને ઝંખવતા. આમાંય ખાસ કરીને માર્લો વિષે તો ઘણુંજ ઘણું લખી શકાય તેમ છે. એ ન હત તો શેકસ્પીઅર હત કે કેમ તેની શંકા પણ કેટલાક વિદ્વાન વિવેચકો દાખવી રહેલ છે. માર્લોએ અતિ અલ્પ વયે અંગ્રેજી વાઙ્મયને નવનવીન નાટયભાવોથકી મઢવા ને શણગારવા ઓછું નથી આદર્યું. જે ચાર પ્રયોગો આજ એના આપણી સમક્ષ અસ્તિત્વ ધરાવે છે તે પ્રત્યેક એક એક સાહિત્ય-આદર્શ સમા સુશોભે છે એમ કોણ નહીં કહી શકે?—અને એ ચારેમાંથી શેકસ્પીઅરે કિયું ઓછું પોતાના ઉપયોગમાં લીધેલું છે તે વિષે કોણ નહીં કહી શકે વારૂ? શેકસ્પીઅરનું મહાન ઋણ તો માર્લોએ દાખવેલા "Blank Verse" સંબંધીનું કહી શકાશે—પ્રાસાનુપ્રાસ વિહોણા "આયેમ્બીક પેન્ટામિટર"ને જે જે આંગ્લકવિ વા નાટયકાર અપનાવી રહેલ છે તે તે સર્વ માર્લોના ઋણી છે એની ભાગ્યેજ ના પાડી શકાશે—પરંતુ તેમાંય અદ્દ્ભુત શબ્દપ્રયોગ, ચમત્કાર-ભરપુર ધ્વનિસમારંભ, અને અર્થઘન, ભાવઘન, જીવન્ત જ્વલંત પંચપદી પંક્તિમાળા—એ સર્વ જે શેકસ્પીઅર ને મિલ્ટનમાં આપણને પ્રત્યક્ષ થઈ રહે છે તે તે સૌ માર્લોએ

અક્ષેલ છે, તે સર્વમાં માર્લોનો આત્મા વિભૂતિવંતો ઝગી રહેલ છે. પરંતુ એ સૌથી પર તો તેનો "ડો. ફાઉસ્ટ" ગણી શકાય. આ એકજ નાટ્યે જર્મન મહાકવિ ગટેને આકર્ષેલ ને તેની પાસ અમર કૃતિ ઉપજાવી શકેલ. ઓગણીસમી સદીના યુરોપીય વાઙ્મય પુનરૂદ્ધારમાં ગટે ને તેનો નાટ્યપ્રયોગ "ફાઉસ્ટ," શેલીના "પ્રોમીથીઅસ અનબાઉન્ડ"ની જેમ પ્રખર ભાવ ભજવી રહેલ જણાયા વિના નહીંજ રહે.

યુરોપીય વાઙ્મય પુનરૂદ્ધાર, વસ્તુતઃ ઇતિહાસ દાખવે છે તેમ, એકજ વેળા નથી આરંભાયેલ. જેમ પંદરમા શતકમાં ગ્રીકલેટીન સાહિત્યની છાયા યુરોપીય સાહિત્યપર પડી, તેમ અઢારમા શતકમાં પૂર્વીય વાઙ્મય છાયા તેને આવરી રહી ને તે દ્વારા સાહિત્ય યુગમાં દ્વિતીય પુનરૂદ્ધાર આરંભાયો, જે પછી ઓગણીસમા શતકમાં ફ્રેન્ચવિપ્લવની માન્યતાઓવડે સર્જાયલું સાહિત્ય તૃતીય પુનરૂદ્ધારની આગાહી આપી રહ્યું, જે અધુના પ્રવર્તિત ને પ્રચલિત છે. આ તૃતીય યુગમાં સર્વશ્રેષ્ઠ કૃતિ ઉપર દાખવી તેમ ગટેની "ડો. ફાઉસ્ટ" ગણી શકાશે, જેનો પુરોગામી માર્લો હતો.*

પણ શેક્સ્પીઅર માટે તો કહેવુંજ શું ?—એ વિરલ જાદુગર "ન ભૂતો ન ભવિષ્યતિ" સમો સાહિત્યને આંગણે સદાને માટે વિરાજતો નથી શું ? ચાર ચાર તેની પ્રતિભાજવાલાની પ્રકટ આવલિમાં પણ તે છેક પ્રથમથીજ અનુત્તમ

*જુઓ એફ. એસ. માર્વીન કૃત "વેસ્ટર્ન સીવીલીઝેશન" નામક પુસ્તક ને તેમાંનો "મોડર્ન રનેસાન્સ" પરનો નિબંધ.

સત્ય, સૌન્દર્ય ને સારસ્યનાં અમૃતપાન નથી પાયાં કરતો શું ? "શેકસ્પીયર ઇન ધી વર્કશોપ" એ નામક તેના પ્રારંભક નાટ્યપ્રયોગો પણ શું ઓછા જ્વલંત છે, જેમાં એણે અનેકાનેક પોતાના સમકાલીન નાટકકારો સંગે સહકાર આદરેલ ને તેમનાં નાટ્યોને શોધિતવૃદ્ધિત કરી રહેલ ? "શેકસ્પીઅર ઇન ધી વર્લ્ડ" એ નામક તેના દ્વિતીય પ્રતિભા-પ્રકાશનમાં પણ તે ઓછો અદ્ભુત દીસે છે, જેમાં તેણે જગત સમસ્તનું અવલોકન કરેલ, ને અજબ વિભૂતિવંતી ઐતિહાસિક નાટ્યકૃતિઓ સર્જેલ ? "શેકસ્પીઅર ઇન ધી ડેપ્થસ" નામક તૃતીય તેની પ્રભાપ્રતિભા ઝગતી નાટ્યાવલિમાં તો તે "યાવચ્ચંદ્ર દિવાકરૌ" સમી કીર્તિ પામી રહ્યો તેની કોણ ના પાડી શકે તેમ છે ? "હેમ્લેટ" ને "મેકબેથ," "ઓથેલો" ને "કીંગ લીઅર," એ તો તેની અનન્ય અજબ સર્જના નીવડી રહી, અને "મધુરતમ અમ ગીત તે કથતાં કરૂણતમ ભાવને" એ શેલીઅન પંક્તિને સદાને માટે સ્મરણમાં સંચી રહી. આ પછીની ચોથી આવલિ તો "શેકસ્પીઅર ઓન ધી હાઇટ્સ" એ રૂપે નાટ્યસાહિત્યમાં વિદ્યમાન છે, જેમાં અનનુભૂત રોમાન્ટીક નાટ્યો તેણે ઉપજાવ્યાં, ને કવિ–નાટ્યકાર–કલાકાર–એમ અનેક સ્વરૂપે જનતા સમક્ષ તે સુશોભી રહ્યો.

શેકસ્પીઅરને વિલોકવો એટલે આશ્ચર્યના–"અહોહો"ના–એક ભવ્યદિવ્ય રત્નરાશિને વિલોકવો એમ સર્વથા કોને નથી લાગેલ ? ૧૯૦૫–૬માં વડોદરામાં મ્હારા મિત્ર મી. કુડાલકરે શેકસ્પીઅરની ત્રીશતકી જયંતી ઉજવેલ તે કાળે લગભગ ત્રીસ હજાર વિવરણ પુસ્તકોની માળા એકજ એ મહાન સાહિત્યવિભૂતિને કંઠે આરોપાયેલી શોભતી, જો કે

પોતાની કૃતિઓ તો ચાલીસેક નાટયો દોઢસો એક સ્વનિતો, ને ત્રણચારેક લાંબા કાવ્યો પર જ શેકસ્પીઅરે અવલંબેલ. વસ્તુતઃ શેકસ્પીઅરે પ્રકટેલી જ્વાલામાલીનાં જ્યોતિ છેક બેન જ્હોન્સન તથા મિલ્ટન સુધી વિસ્તરી રહ્યાં. એ એકજ વ્યક્તિ–વિભૂતિ વિશ્વસાહિત્યમાં આજ જે ને તે તેના આદ્ય-ઉજ્જ્વલ સ્વરૂપમાં અદ્યપિ પ્રકાશી રહેલ છે. વર્ષો તેમ યુગોના પટથકી પર તે વિલસે છે, ને સાહિત્ય–આકાશમાં અનુત્તમ જ્યોતિર્ગોળ સમી સુશોભી રહેલ છે. શેકસ્પીઅરનાં અભિજ્ઞાન ડી કવીન્સી આ પ્રમાણે કરાવી રહે છે: "In the gravest sense it may be affirmed of Shakespeare that he is among the modern luxuries of life; that life, in fact, is a new thing, and one more to be coveted, since Shakespeare has extended the domains of human consciousness, and pushed its dark frontiers into regions not so much as dimly descried or even suspected before his time, far less illuminated (as now they are) by beauty and tropical luxuriance of life."

યુરોપીય નાટયકલાની ઉપાસનાનો તૃતીય યુગ સત્તરમા શતકના ફ્રેન્ચ નાટયસાહિત્ય પ્રત્યે આપણને આકર્ષી રહે છે:—It is the Age of Enlightenment in France: ચૌદમાં લુઇનો એ યુગ અદ્દ્ભુત ને અનનુભૂત શોભે છે: સાહિત્ય, કલા, વિજ્ઞાન, એ સકળે માનવસંસ્કૃતિની કક્ષાઓમાં તે અજોડ ને અતુલ વર્તે છે–અને તેમાંય મુખ્યત્વે કરીને નાટયકલામાં. કોર્નેઈ, રાસીન ને મોલીએર એ કલાના

પ્રણેતાઓ છે. "કાસ્ટીલીઅન સ્વાત્મમાન"નો સમસ્ત આત્મા કોર્નેઈના અજવ્ય સમૃદ્ધિવન્તા નાટ્ય "લ સીડ"–"Le Cid"–માં ભર્યોપૂર્યો મ્હેંકી રહ્યો છે.

પ્રાચીન ગ્રીકયુગની પુનરાવૃત્તિ,–અપૂર્વ ને ભાવવાહી, નવીનતર ને ઉત્કૃષ્ટ એવી પુનરાવૃત્તિ,–આ નાટ્યકારોને હાથ ઉતરી રહી છે. એસ્કીલીસ, સોફોકલીસ ને યુરીપીડીસના પડઘા કોર્નેઈ તથા રાસીનનાં કરૂણ પ્રધાન નાટકોમાં આપણુને સુણાઈ રહે છે; જ્યારે મોલીએર એરીસ્ટોફેનસનું ભાન કરાવી રહે છે. પ્રાચીન સ્થલકાલ તથા કાર્યની એકતા પુનરપિ આ નાટકોમાં દ્રષ્ટિગોચર થઈ રહે છે. (શેકસ્પીઅરે, એ એકતાથી પર, ભાવની એકતા નિયોજેલ) કોર્નેઈના "લસીડ"ની જેમ રાસીનનો શકવર્તી નાટ્યપ્રયોગ "આંદ્રોમાક" કહી શકાય. રાસીનના પ્રયોગો સમા સરલતમ પ્રયોગો અત્યાર સુધી વિશ્વસાહિત્યમાં ભાગ્યેજ સર્જાયેલા જોઈ શકાશે: તેમ તેના સમાં ઉંડરાં ભાવનિર્દેશન પણ. શેકસ્પીઅરની જેમ રાસીન તેનાં સ્ત્રી પાત્રોનાં સર્જનમાં અજવ્યસગુણો પ્રકાશી રહે છે. આગ્રીપીન, અરમીઓન, રોકઝાન, કલીતમનેસ્ત્ર, અને ફેદ્ર–એ સર્વ તેનાં રમણીરત્ન શેકસ્પીઅરનાં પોર્શીઆ, પર્ડીટા, જ્યુલીએટ, કલીઓપેટ્રા, અને રોઝેલીન સમાં ઉચ્ચતમ પ્રકાશી રહે છે. અલબત્, શેકસ્પીઅર તથા રાસીનના કલાવિધાનમાં, અજવ્ય ભેદ તો એક છેજ: શેકસ્પીઅર વિસ્તારલક્ષી ( Comprehensive ) છે, જ્યારે રાસીન કેન્દ્રલક્ષી (Concentrative) છે; આમ છતાં તેમની ઉભયની રૂપ-દક્ષતાનાં અન્તિમ લક્ષ્ય તો એકજ છે, ને તે કાલિદાસની જેમ પૃથ્વીથી પરની સ્વર્ગભાવનાનાં નાટ્યસાહિત્યમાં નવ-સર્જન. મોલીએરની આખીય નાટ્યકલા ઉંડેરાં અવલોકનપર અવલંબેલ જોઈ શકાશે. દુનિયાના સાહિત્યમાં તેના સમો

વાસ્તવિકતાનાં દર્શન કરાવતો નાટ્યકાર મળવો મૂશ્કેલ છે. શેકસ્પીઅરની જેમ તેણે કદીય પોતાની નાટ્યવસ્તુ નવીન ઉપજાવવાના યત્ન નથી આદરેલ: અને અદ્દ્ભુત-માત્ર ફ્રેન્ચોનેજ પરિચિત એવો-હાસ્યરસ જમાવવાની તેની કલા તેને સર્વોપરી સાહિત્યકાર તરીકે નિર્મી રહે છે. કોર્નેઈમાં ઈચ્છાશક્તિ હમેશ વિજયવતી વર્તે છે, રાસીનમાં રસભાવ, જ્યારે મોલીએરમાં સૌન્દર્ય તથા સારસ્યથી મઢેલ બલવત્તર કોક સત્ય. આમ છતાં રાસીનના પ્રયોગોમાંની ક્રિયા એટ-એટલી આંતરિક ને સૂચનાત્મક દૃષ્ટિએ પડે છે, કે તેની તુલના અત્યારના ફ્રેન્ચ લક્ષ્યવાદી (Symbolistic) નાટ્ય-પ્રયોગો સંગે થઈ શકે.

યુરોપીય નાટ્યકલાનો ચતુર્થ યુગ વીસમા શતકને લેખી શકાશે, જેમાં અતીવ અર્વાચીન તેના પ્રણેતાઓ નોર્વેજીયન નાટ્યકાર ઈબ્સેનને પગલે ચાલી આંતરરાષ્ટ્રિય નાટ્યપ્રયોગો સર્જી રહેલ પરખી શકાશે. અહીં આખીય યુરોપીય સમાજ, તેની સમસ્ત સંસ્કૃતિસમૃદ્ધિ સંગે, સુપ્રસિદ્ધ થઈ રહે છે–a society, highly nervous and individualistic, and fermenting with the conflicts of ideas. ઈટલીમાં વસનાર ઈબ્સેન જન્મભૂમિ નોર્વેના સરસરિત (fjords) ના ભાવ પ્રકટી રહે છે, હૉપ્ટમાન તથા ઝુડરમાન જર્મન ગૂઢભાવ આપણી સમક્ષ સર્જે રહે છે, જ્યારે ગાલ્ઝવર્ધી તથા બેનેટ, બાર્કર તથા શૉ, બેરી તથા મેઝફીલ્ડ, લેડી ગ્રેગરી તથા યીટ્સ, સમસ્ત બ્રીટીશ ચારિત્ર્યને દૃષ્ટિસન્મુખ દાખી રહે છે. રાસીનની જેમ કેન્દ્રસ્થ એવી ઈબ્સેનની કૃતિઓ ગ્રીકનાટ્યોની જેમ સ્થળકાળની એકતા જાળવી રાખે છે અને બહિર્ દર્શને કેવળ વાસ્તવિક દેખાતી એ કૃતિઓ ઉંડેરા આંતરિક લક્ષભાવની પ્રતીતિ

સ્થાપી રહે છે. યીટ્સ, એ. ઈ. તથા મેટર્લીંકના નાટયોમાં આ આંતરિક દૃષ્ટિ, પૃથ્વીથી પારના કેટલાક વિશ્વવિરાટ ભાવોને પ્રકાશી રહે છે. ટાગોરના નાટયોમાં છે તેમ રશીઅન નાટયકાર ચેકોવ, તથા સ્પેનીશ નાટયકાર બેનાવાન્ટ, એ ઉભયમાં પણ આજ પ્રકારના સ્થળકાળથી પર ઉભતા માનવ આત્મતત્વના અમર્યાદ શક્તિપ્રભાવ વર્તે છે. કેટલીક ઐતિહાસિક પ્રયોગઘટના પણ આજના નાટયકારોને હાથે ઓછી અદ્દ્‌ભુત નથી શોભતીઃ દૃષ્ટાંત તરીકેઃ ડ્રીંકવોટરના ત્રણ પ્રયોગો "મેરી સ્ટુઅાર્ટ," "આબ્રાહમ લીંકન" તથા "ક્રોમ્‌વેલ:" મેઝરીલ્ડનો એક પ્રયોગ "પોમ્પી ધ ગ્રેટ," અને શોના ત્રણ નાટયો "સેન્ટ જોન", "સીઝર અને કલીઓપેટ્રા" અને "ધ્ર મેન ઓફ ધી ડેસ્ટીની." લોર્ડ ડન્સાનીના કેટલાક પ્રયોગો તો અદ્દ્‌ભુત કલ્પના તથા ભાવના થકી મઢેલ, "જ્યાં ન પ્હોંચે રવિ, ત્યાં પ્હોંચે કવિ" એ ઉચ્ચારણાને પ્રતીત કરાવતા દીપી રહે છે; જ્યારે પ્રાચીન ગ્રીક પદ્ધતિનાં પુનરાવર્તન ડ્રીન્કવોટરના "યુલીસીસ" માં તથા ફીલીપ્સના "એકસ=ઓ" માં નજરે તરી રહે છે: પંદરમા શતકના 'મોરાલીટી' તથા 'મિરેકલ્સ' નાટયો પરથી તારવેલ "હેરોડ" તથા "સીન ઓફ ડેવીડ" ગણાવી શકાય, તેમ મેઝરીલ્ડના કેટલાક જીસસ ક્રાઇસ્ટને લગતા પ્રયોગો. મેટર્લીંકનું "બ્લ્યુ બર્ડ" તથા ગાલ્ઝવર્ધીનું "ધી લિટલ ડ્રીમ" કોક અજબ રૂપકગ્રંથિ ઉકેલતાં નાટયસર્જન લેખી શકાશે. ટૂંકામાં ચાલુ સદીમાં તો પ્રત્યેક યુરપની પ્રજા પાસે કોક કોક નાટયકાર વર્તે છે, જેમને આપણે "આવતી કાલના ધ્વનિસમૂહ" તરીકે ઓળખાવી શકીએ, કારણ તેમના નાટયોમાં જે પ્રકારનાં સૌમ્યભવ્ય કલાનાં દર્શન થઈ રહે છે તે આવતા યુગની અમૃતવતી, પરમ ભાવવતી, પ્રેરણા પાઇ રહે છે.

**ડૉ. મંજુલાલ જમનારામ દવે**

પ્રખ્યાત નાટ્યકાર ગાલ્ઝવર્ધીના "The Little Dream" નામક નાટ્ય પરથી.

## માનવ પાત્રો.

| | |
|---|---|
| કલા | એક ગિરિકન્યા. |
| મધુકર | એક આરોહી. |
| પ્રતાપ | એક માર્ગદર્શક. |

## સ્વપ્ન પાત્રો.

| | |
|---|---|
| ગૌરીશંકર | હિમાદ્રિનાં ત્રણ ગિરિશિખરો. |
| કાંચનગંગા | |
| ધવલગિરિ | |
| ચાર ગિરિ પુષ્પો | મોગરો. |
| | ચંપો. |
| | ગુલાબ |
| | કેવડો. |

સ્વપ્ન આકૃતિઓ.... પતંગ–બાલકો, પુષ્પ–બાલકો, નર્તતી તેજમાલાઓ, નિદ્રા અને મૃત્યુનાં સત્વો, જાબાલ અને અજબાલક.

# પ્રવેશ પહેલો

[ હિમાદ્રિનાં શિખરોમાં આવણી એક સાંજે કલા નિજ ગિરિકુટિરની બારીમાં બેસી આથમતા સૂર્ય ને ઉગતા ચંદ્રનાં રસ સૌંદર્ય પી પ્રેમલ કોક ગીત ગુંજી રહી છે, એવે બહારનું દ્વાર ઉઘડે છે, ને હિમાદ્રિ ચઢનાર મધુકર કલાને અભિવાદન કરતો પ્રવેશે છે.]

કલા: ( સામે અભિવાદન કરી ) જી, આપનું નામ ?

મધુકર: મારૂં નામ મધુકર, બહુ મોડું થઈ ગયું, નહીં ?

કલા: રાત્રિ અહીં ગાળવા ઇચ્છો છો ?

મધુકર: હા, સગવડ થઇ શકે એમ હોય તો. પ્રભાતે તો ગૌરીશંકર ચઢવા વિચાર છે.

કલા: ગૌરીશંકર !—હાય, કેવડું બધું અટપટું ચઢવું છે એ તો--અશકયજ.

મધુકર: પણ પ્રયત્ન કરવામાં શું જાય છે ?

કલા: પેલાં કાંચનગંગા તથા ધવલગિરિ છે તે—

મધુકર: તે બંનેએ મેં વટાવ્યાં છે.

કલા: પણ ગૌરીશંકર તો ભયપ્રદ છે; કદાચ તેમાંથી મૃત્યુ પણ...

મધુકરઃ ઓહો ! તેમાં શું ? સાહસ તો ખેડવાંજ જોઇએને !

કલાઃ તે ખરૂં—પણ પિતાને પગે વાગ્યું છે, ને પ્રતાપ એકલોજ તમારી સાથે આવી શકશે.

મધુકરઃ કોણ—પેલો મશહુર માર્ગદર્શક પ્રતાપ ?

કલાઃ અને તમે, અહો ! તમે શું તેજ મધુકર જે સારાએ હિમાદ્રિનાં શિખરેશિખર ગઈ સાલ ખુંદી વળ્યા ?

મધુકરઃ હા, ગૌરીશંકર વિના બધાંજ.

કલાઃ અમને તમારી બધી જાણ છે. પણ બાપુને પગે મટે ત્યાં સુધી થોભી જાઓ તો સારૂં.

મધુકરઃ તે કેમ બની શકે ? કારણ કાલ તો મારે પાછું ઘર તરફ વળવું જોઈએ.

કલાઃ અરે, એવડી શી ઉતાવળ છે ? અને આપનુ વતન ક્યાં, કોઈ મોટા નગરમાં છે ? કેવડું મોટું છે, કહેશો ?

મધુકરઃ સાડેક લાખની વસ્તી છે તેમાં.

કલાઃ (થોડી વેળ થંભી) હા, લાહોર તો મેં જોયું છે, ને અમૃતસરે બે વાર જઇ આવી છું. પણ તે સીવાય બીજે ક્યાંએ નથી ગઈ.

મધુકરઃ ત્યારે આખુંએ વર્ષ તમે સૌ અહીંજ ગાળો છો ?

કલાઃ ફક્ત શીઆળામાં ખીણોમાં જતાં રહીએ છીએ.

મધુકરઃ નગર ને નગરફરતું જગત જોવા ઇચ્છા નથી થતી ?

કલા: કોક કોક વેળા તે પણ થાય છે. (એવે મધુકરના ખીસામાંથી એક પુસ્તક સરી પડે છે, તે ઉચકી લઇ) ઘણાં ઘણાં પુસ્તકો મેં વાંચ્યાં છે.

મધુકર: પણ આ શું છે તે જાણો છો? આ તો એક સમર્થ કવિનું રસરસ્યું મહાકાવ્ય છે. ગિરિકંદરોમાં વસી તમે કૈં કાવ્યો નથી રચતાં કરતાં—કવતાં?—કોક મધુમધુરાં રસસ્વપ્નો નથી આદરતાં—ગુંથતાં?

કલા: (ધીમેશથી ડોક ઉંચી કરી) જુઓ, પૂર્ણિમા છે આજે, ને સોળે કલાએ ચંદ્ર પ્રકાશી રહ્યો છે!

[ચંદ્રદર્શન ઝીલતાં ઉભય ઉભે છે. ત્યાં પાતળો પણ પુષ્ટ બાંધાનો પ્રતાપ પ્રવેશે છે.]

કલા: કેમ?

પ્રતાપ: (ઘેરા અવાજે) આ ગૃહસ્થને મારૂં કૈં કામ છે?

કલા: (સચિંત સ્વરે) અરે, એ તો કાલ પ્રભાતે ગૌરી-શંકર ચઢવા માગે છે. (પ્રતાપના કાનમાં) તને ખબર નથી આ તો પેલા નગરનિવાસી—મધુકર, ગિરિઓના આરોહી!

પ્રતાપ: પણ ગૌરીશંકરના ચઢાવ ચઢવા કૈં સહેલ છે કે?

મધુકર: કોણ બોલે છે આ?—પ્રતાપ, નામાંકિત પ્રતાપને મોંએ આ શબ્દો શોભે ખરા?

પ્રતાપ: (શરમાઇ) વારૂ ત્યારે, કાલે સવારે ઉપડશું.

[જાય છે]

કલા: આજ કેટકેટલાં વર્ષો વીત્યાં પહેલી વખતજ ગૌરીશંકરના અટપટા ચઢાવ ચઢાશે કાલે.

મધુકર: ત્યારે અહીંજ આરામ લઉં છું, આજે સગવડ તો છેને ?

કલા: અલબત. આ જોડેના ખંડમાં વિશ્રાંતિ લેજો.

મધુકર: બહુ ઉપકાર થયો. વારૂ, પણ તમારૂં નામ પુછું ?–કહેશો ?

કલા: મારૂં નામ કલા.

મધુકર: આત્માની નાનકડી કલા, નહીં ?

[ પાસેના ખંડમાં જવાનું કરે છે. ]

કલા: ત્યારે તમે આવો છો તે નગરમાં, ત્યાંના જગતમાં, વસવું ઘણું મઝેનું છે ?

મધુકર: ત્યાં હઉંછું ત્યારે મને અહીં આવવું ગમે છે: પણ અહીં આવું છું, ત્યારે ત્યાં જવા મન થાય છે.

કલા: ત્યારે તો મારી પેઠેજ–પણ હું તો હમણાંની અહીંજ રહું છું.

મધુકર: —પણ ત્યાં, એ નગરમાં તમારા સરખું કોઈજ નથી હોં !

કલા: બે ઠેકાણે એકનું એક ક્યાંથી હોઈ શકે ? નગરોમાં તો નાટકશાળાઓ, સુંદર મકાનો, દેવાલયો, નૃત્ય, ટ્રેનો, પુસ્તકો અને...

મધુકર: —દુ:ખ.

કલા: સાથે જીવન પણ.

મધુકર: અને જીવન સાથે મૃત્યુએ ખરૂં.

કલાઃ ગિરિશિખર ઓળંગ્યા પછી કાલ તમે પાછા અહીં નહીં આવો ?

મધુકરઃ ના.

કલાઃ ત્યારે તમે તો સારાએ જગતમાં ભળી જશો. (અશાંત) તમારે તો સારૂં જગત, ને મારે કશુંજ નહીં.

મધુકરઃ —સીવાય કે પ્રતાપ ને પર્વતમાળ.

કલાઃ (સચિંત) એકનો એક આહાર પણ સદા સારો ન લાગે.

મધુકરઃ વારૂ, હું ફરી પાછો કોક દિ' અહીં આવીશ.

કલાઃ જુઠું, સાવ જુઠું. ફરીથી કીયાં શિખરો ચઢવાનાં બાકી રહ્યાં હશે ? —અને એ આનંદ વિના તમને અહીં ગમશે ખરૂં ?

મધુકરઃ ઓ મારી શાણી કલા !

કલાઃ ના, હું કૈં શાણી નથી—પણ નિત્યે તો અહીં ન રૂચે. ( સહસા ) વારૂ પણ, તમારા મોટા જગતમાંથી મને સંભારશો તો ખરાને કદીક કદીક ?

મધુકરઃ (કલાનો હાથ પોતાના હાથમાં લઇ) ઓ નાનકડી રસકલા ! એ મોટેરા જગતમાં આના જેવું મીઠું કૈંજ નથી હોં !

કલાઃ પણ એ મોટેરૂં જગત જાતે કૈં ઓછું છે ?

મધુકરઃ કલા, હું તને ચુમું ? રાત્રિનું અભિવાદન એક ચુંબન વડે કરૂં ?

[ કલા નિજ પ્રસન્ન પ્રફુલ્લ મુખ આગળ આણે છે, મધુકર તેને રસભર ચુમે છે. પછી કલા જ્યાં પાછી વળે છે એટલે—]

મધુકર: દીલગીર છું, કલા !

કલા: ના, કૈં નહીં.

મધુકર: (વીદાય લેતાં) મીઠું સ્વપ્નજે, કલા !

કલા: સુખભર નીંદર જો તમેએ.

[ મધુકર જાય છે.
દૂરથી આવતો પ્રતાપ કલા મધુકરને જોતો જરાક થંભી જાય છે.]

પ્રતાપ: ઠંડી ઘણી લાગે છે, કલા !

કલા: મને લાગે છે તેને ત્યાં ફાવશે તો ખરૂંજ.

[ અધીરો પ્રતાપ કલા પાસે જાય છે, ક્ષણેક થોભે છે, પછી નીચો નમી પુષ્કળ તેને ચુમે છે.]

કલા: ગુસ્સે થયો છે, પ્રતાપ ?

[ પ્રતાપ નિરુત્તર રહે છે, ને અંદરના ખંડમાં જતો રહે છે.
કલા પર્વતમાળ પર ઢળતી–વિહરતી આનંદન ચંદ્રિકા પ્રત્યે પ્રસન્નપ્રાણ ન્યાળી રહે છે, પછી બારીની બેઠક પર પાથરેલ શય્યા પર તે ઢળી જાય છે.]

કલા: (અર્ધ નિદ્રામાં) તેમણે—તે બંનેએ મને ચુમી...(નીંદરે છે).

પડદો પડે છે

# પ્રવેશ બીજો

[ નિદ્રસ્થ કલા સ્વપ્નવશ છે, ને સ્વપ્નમાં તેની સન્મુખ મોગરો, ગુલાબ, ચંપો ને કેવડાનાં કિરીટવંતાં પ્રસન્ન પુષ્પમુખ જણાય છે. ]

કલા: અહો ! કેવાં સુસુંદર પુષ્પમુખ !

[ કલાની આસપાસનાં ગિરિશિખરો પ્રકાશમાન થતાં જણાય છે ]

મોગરો: (ઝીણા સ્વરે) કેમ, કેવું મધુરું ને મોહક લાગે છે ! હાં, કેવું પ્રેમલ ને આકર્ષક !

ગુલાબ, ચંપો, કેવડો: (સાનંદ) કેવું રસપ્રદ ! કેવું જીવંત, કેટલું બધું પ્રાણપ્રકાશિન ! કલા, ગમે છેને ?

[ કલા ઉત્તર દે તે પહેલાં તો કાંચનગંગા અણુટેવાએલ સરખા સ્વરે બોલવા માંડે છે.]

કાંચનગંગા: હિમાદ્રિનું હું શિખર છું. ગાયો ને ઘેટાંની મધ્ય હું વસું છું. હું શાંતિ છું, એકતાનતા છું, અખંડ ગાંભીર્ય છું. હું પ્રચંડતા સ્વરુપ પર્વતવાયુ છું. સ્વચ્છ ગોચારણ ભૂમિ છું, વન્ય વિશ્રાંતિ છું. મારાં નેત્રોમાં ઉંડેરું નીહાળ, ને મને એકલાને ચહા, કલા !

કલા: (છળીને) કાંચનગંગા ! કાંચનગંગાને વાચા !—અને

તે પણ પ્રતાપ તથા પર્વતમાળ પરના મારા ઊંડેરા પ્રેમનીજ વાણ !—જાણે અધું મારું હૃદય બોલી ઉઠયું.

[ પુષ્પો આનંદન હસે છે.]

કાંચનગંગાઃ અનંત ટેકરીઓ પર હું વિહરું છું. હિમાદ્રિનાં હિમ હું પીઉં છું. મારાં નેત્રોમાં મદિરાનો રંગ છે, ગ્લાનિ તેમાં વસેલ છે, વાગોળતી ગાયો, પ્રચંડ ઝંઝાવાતો, પડતા ખડકોના પહાડી પુકાર, ને સવેગ વહતા પ્રવાહોનાં નીલશ્વેરાં જલ—બસ, એ વિના બીજી વાત હું નથી જાણતો. વિચારો સરળ, રક્ત ઉગ્ર, ભવ્ય સામર્થ્ય ને ગાંભીર્યનો ડોળ—એ મારી સાધન સંપત્તિ છે.

કલાઃ હા, હા, મને તે રુચે છે. હું તેને માગું છું. તે બળવંતો છે.

કાંચનગંગાઃ કલે ! મને વળગી રહે ! મને ચાહી રહે ! મારી સંગે તારાઓની નીચે નિવસ !

કલાઃ (ધ્રુજતે સ્વરે) પણ મને ભય લાગે છે.

[ એવે સહસા એક યુવાનસમા સ્વરે ધવલગિરિનું શિખર બોલવા માંડે છે.]

ધવલગિરિઃ હું નગર છું. શેરીએ શેરીએ નાચતો હું ભૂતનો ભડકો છું. વૃક્ષે વૃક્ષે ટહુકતી હું કોકિલા છું, સહસ્ર મારે દેવો છે, ને નિત્ય નિત્ય નોખાં તેમનાં આરાધન આદરું છું. નિત્ય નિત્ય નોખાં તેમને નૈવેદ્ય ધરાવું છું. સ્ફટિકના મણિ મહાલયો તેમ અંધારઉભરી ખીણોમાં મારો વાસો છે. પ્રચંડ જનસમૂહની મધ્ય કોલાહલવંતુ જીવન તે મારું જીવન છે. (ધીમેથી) સહસ્રવિધ મારો પ્રેમ છે. ને તેમાંનો કોઇજ કદી સ્થિર નથી. આ સૂર્ય પ્રકાશમાં રમતી ને

કલ્લોલતી તારી ગાયોના કરતાં હું સવિશેષ ચંચળ ને ચપળ છું.

પુષ્પો: (સભય) અમે તને ઓળખીએ છીએ.

ધવલગિરિ: વિલાસનાં જન્મ ને મૃત્યુની મધુરકરુણ સુરાવટ હું સુણું છું. નિસ્પૃહી કાલના સત્વર વહતા રથચક્રના ધ્વની મને સંભળાય છે. પુરુષોની લોલુપતાવશ પ્રતિજ્ઞાઓને તીર રાત્રિમાં પ્રેમીઓનાં રસચુંબનો ય હું સુણું છું. મારા વિના, ઓ નાનકડા આત્મન, તું ટવળે છે, ઝંખે છે, મરે છે.

કલા: હા. મીઠડા મધુકર ને તેના વિશાળા જગતની વાણ આમાંથી નિર્ઝરે છે, ને મારા અંતરને ઉંડું આકર્ષે છે.

ધવલગિરિ: કલા, તારા ઉપવનમાંનાં પુષ્પો કરતાં, મારા વિચારો સંખ્યામાં વિશેષ છે: ને પવનમાં ઉડતા તારા ગરુડો કરતાં, તેમની પાંખો વિશેષ સત્વર ઉડી રહે છે. મહત્વાકાંક્ષાનો સુરા ને નિર્મોહિકતાનાં જહર હું ઢુંઢું છું. આથી હું કદીએ અરસિક નથી લાગતો.

કલા: પણ મને ભય લાગે છે.

ધવલગિરિ: કલા, મને ચહા ! જુદા જુદા પચાસ રંગે હું જીવનને ચીતરી જાણું છું. નાની નાની નિરવધિ સુંદરતાઓ હું સરજું છું. તારે સુકોમળ હૈયે સદૈવ હું ગુંથાઈ રહું છું—વીંટળાઈ વળું છું.

કલા: હાં, તે મધુર મધ છે.

પુષ્પો: (સભય) ના, ખારું છે, ખારું છે.

કાંચનગંગા: મારી સંગે વસજે, કલા ! હું તને શીતલ સુખકર સમીરણમાં જગાડીશ.

[પુષ્પો આનંદન હસે છે.]

ધવલગિરિઃ મારી સંગે નિવસજે, કલા! હું તને વિવિધતાના મારા વ્યજન વડે જાગ્રત કરીશ.

[પુષ્પો કરુણતમ રડે છે.]

કલાઃ (સખેદ) હાય, મારું હૃદય! તુટું-તુટું થઈ રહ્યું છે.

ધવલગિરિઃ મારી સંગે, ઓ નાનકડી રસકલા! તું નગરની શેરીઓમાં હસેતી કલ્લોલતી રમશે, ને જગતનાં રહસ્યો પેખી શકશે. હાથેહાથ મીલાવી આપણ નગરચોકમાં ફરશું, ને સર્વસંચારી પક્ષી સમાં જ્યાં ને ત્યાં સત્વર ઉડી રહશું. હું તને જલધિનાં મહાજલ દાખવીશ-હું તારે મુખ મારો મીઠો કપોલરાગ વરસીશ. સાંભળ, ઓ લલિત લાડીલી કલે! હું તને રત્ને મઢીશ, રેશમી સાડીએ સજીશ, મખ-મલની મોજડીએ શોભાવીશ, અજબ મારી શાલ વડે શણગારીશ.

[પુષ્પો ઉંડું કકળી ઉઠે છે.]

કલાઃ તેની પાસ સર્વ કૈં છે.

કાંચનગંગાઃ પ્રત્યેક મારા મેઘને રુપેરી કીનાર છેઃ પ્રત્યેક મારા ખડકને સૂર્યાગ્નિ પ્રજ્જવલિત કરે છેઃ પ્રત્યેક મારાં દવબિંદુ મોતી કરતાં શીતળ છેઃ નિર્મળાં મારાં હિમ ને મીઠલડા મારા તૃણ થકી દૂર પળતાં, ઓ સુરસિક કલે! તું કરમાઇ જશે.

ધવલગિરિઃ કાળા લવંગતરુની મારી સુવાસ છે!

કલાઃ (સખેદ) અરે, એ તો ઉત્કટ છે!

કાંચનગંગાઃ હું તને કદીએ છેહ નહીં દઉં.

ધવલગિરિઃ સેંકડો વેળ તને હું ત્યજીશ, ને પુનઃ તેટલીજ વેળ તારી સંગે આવી રહીશ, ને તને ચુમીશ.

કલાઃ મારા હૈયાને કોક ધારણ દો !

કાંચનગંગાઃ મારી સંગે તું હુંફાળાં તૃણ કુસુમ પર નીંદરજે.

[ પુષ્પો આનંદન હસે છે. ]

ધવલગિરિઃ મારી સંગે તું કપોતપિચ્છની સુંવાળી સેજ પર સુજે.

[ પુષ્પો કરુણતમ રડે છે. ]

ધવલગિરિઃ જુનો દ્રાક્ષાસવ હું તને દઈ રહીશ.

કાંચનગંગાઃ તાજું શેરકઢું દુધ હું તને આપી રહીશ.

ધવલગિરિઃ જો, મારું ગીત સાંભળ !

[ દૂરથી સારંગી સમા સુર આવે છે. ]

કલાઃ હાય ! હૈયાસુની થતી હઉં એમ થાય છે !

[ દૂરથી એક ગોપાલના બંસીનાદ સંભળાય છે. ]

કલાઃ (કાન શરવા કરી) અહો, બંસી, હા ! બંસી !–

કાંચનગંગાઃ કલા, મારી સાથે નિવસ.

ધવલગિરિઃ મારી સંગે ચાલ, કલા !

કાંચનગંગાઃ હું તને નિશ્ચિતતા આપું છું !

ધવલગિરિઃ હું તને અનિશ્ચિતતા દઉં છું !

કાંચનગંગાઃ હું તને નિશ્ચલતા આપું છું !

ધવલગિરિઃ હું તને ચંચલતા દઉં છું !

કાંચનગંગાઃ હું તને સમૌન શાંતિ બક્ષું છું !

ધવલગિરિઃ હું તને ઘેલો કોલાહલ સોંપું છું !

કાંચનગંગાઃ હું તને એક અનન્ય સ્થિર પ્રેમ આપું છું !

ધવલગિરિઃ હું તને અનેક નિરવધિ અસ્થિર પ્રેમ દઉં છું !

કલાઃ (શબ્દમાળ તેને હૈયેથી ત્રુટી પડી હોય તેમ) બંને, બંનેને,—હું ચાહીશ.

[ એવે મહાશિખર ગૌરીશંકરની મહાવાણુ સુણાય છે. ]

ગૌરીશંકરઃ કલા ! નાનકડા આત્માની એ રસકલિકા ! ચાહ, બંનેને તું ચાહી રહેજે. પર્વતમાળ પર સમૌન શાંતિમાં તું નીંદરજે, ને જ્ઞાન વિજ્ઞાન સહ નગરોમાં તું નર્તજે. બંને તને સંઘરશે. ગિરિ પરના સૂર્ય ને શશી તને તાપશે ને ઠારશે, ઓ નાનકડા પતંગ ! નગરના દીપકોએ તારી પાંખો પ્રજાળશે. જગતમાં જીવવા સમું તને જે કૈં જણાશે તે પ્રત્યેક તને તારી મીઠી કબર સમું જણાઇ રહેશે. જે પોપશે તે તને મારશે. હળવા પિચ્છ સમું તારું હૈયું એક દિશથી બીજે ને બીજેથી ત્રીજે એમ દિશ દિશ ઉડી રહ્યું છે. પણ બીહીશ મા ! માનવજીવન વારાફરતી સર્વ પ્રેમને માટે સરજાએલ છે. નાનકડી તે નૌકા છે, ને સારાએ

નીલ સાગર પર તે ઘુમી રહેલ છે. સંપૂર્ણ શાંતિમાં સુણાતી તે સ્વર-લીલા છે. તેમ કાનમાં ઝીણું સુરીલું ગુંજતી તે મૃદુલ કથા છે. નવજન્મ્યા બાળક સમું તે જીવન છે. અર્ધ ધૈર્ય ને અર્ધ નિદ્રા. તેને અંતરતમ અંતર, નિગૂઢ ડોલન રમી રહેલ છે. ચંચળતા, નિશ્ચલતા, અનિશ્ચિતતા, નિશ્ચિતતા, એક અનેક: જગત-ઝંખતી ઓ સુંદર જવાલા ! આજ તો જલ્યા કર પણ અંતે તો મારી કનેજ તું આવીશ, ઓ નાનકડા આત્મન્ !

[ આશ્ચર્ય ચકિત કલા એ અદ્ભુત દર્શન તથા વાણુને આશ્લેષ દેવા નિજ કર પ્રસારે છે, પણ સર્વ ઘોર નિદ્રામાં ધીમેધીમે શમી જાય છે—અદૃશ્ય થાય છે. ]

## પ્રવેશ ત્રીજો.

[ સ્વપ્નમાં કલા સન્મુખ જણાતા નમસ્કારમાં
પ્રકાશપૂર્ણ એક યુવાનને નીહાળે છે, જે
ધવલગિરિનું યૌવનસત્ત્વ છે. ]

યૌવનસત્ત્વ ગાય છેઃ—

"ઓ નાની આત્મન્ તારિકા !
ઓ એકલી મૃદુ બાલિકા !
આ રાત્રિનાં શીત ક્ષેત્રમાં
અશાંત ઘુમતી ઓ કલા !
આવ અંદર,
હુંફ પ્રિય ઘર;
ગાજતાં મુજ ગીત રસધર !
ને સુનેરી ચંદ્ર હેઠળ,
બંસી બજતી સ્નિગ્ધ સુખકર !"

કલાઃ નગર કહે છે તે આજ ?—અને આજ તેનું વિશાળું જગત્ !

યૌવન સત્ત્વનું ગીત વાધે છેઃ—

"મૃદુલમંજુ પતંગ ઓ;
હતાશ ક્યાં ભટકંત ઓ !
પ્રદીપ નવલા જો, ઝગંતા—
ક્યાં ઉડે હુંફ કાજ ઓ !

તુજ પાંખ ચળકે,
વિશ્વ મલકે:—
બજે મુજ સારંગી ઓ!
ને પ્રણયરસ અમૃત ઝરંતાં,
તુજ નિમંત્રણ કાજ ઓ!"

કલા: (દ્વાર પ્રતિ આનંદન દૃષ્ટિ ફેંકી) અહો! કેવુંક હુંફાળું! કેવુંક પ્રકાશપૂર્ણ!

[કલા બોલે છે ત્યાં તો ચોપાસ પાંખ ફફડાવતાં પતંગબાળ તેની આસપાસ રસકુંદડી ફરી રહે છે.]

કલા: અહો! આ તો સૌ સાચાં છે—જીવંત તેમની પાંખોમાં પવન છે.

[પતંગો અદૃષ્ટ થાય છે.]

યૌવનસત્ત્વનું ગીત પુનઃ જામે છે:

"મુજ પ્રણયગીતના અધર ઓ!
રસચુમ્બને નિત્ય ફુલ ઓ!
જાવ, સ્પર્શો પુણ્યવંતા,
કલા—ઉરના મર્મ ઓ!
ને કથો,
રસીલું કવો—
પ્રણયલીન એ કર્ણ ઓ!—
"સ્નેહ ઉડયો એકદા,
ન પધારતો કદી પુનઃ ઓ!"

[કલા તેના તરફ દોડે છે—પણ તેવે તો તેના ફરતો પ્રકાશ આથમે છે, ને દ્વાર પર કાળો કોટ પહેરી મધુકર ઉભેલ દેખાય છે]

કલાઃ શું તમે છો?

મધુકરઃ નાનકડી મારી કલા વિનાનો હંડીમાં ઝુજતો હું ઉભો છું. આવ! (તેના તરફ હાથ લંબાવે છે.)

કલાઃ મારી સલામતી જળવાશે?

મધુકરઃ સલામતી શી? તારા પર્વતોમાં તું સલામત છે કે?

કલાઃ હું કયાં છું ત્યારે અહીં?

મધુકરઃ આ તો નગર છે.

[દ્વાર હાખવે છે, નર્તંતી તેજ માલાઓ નગરના ચોકમાંથી ચોપાસ પથરાય છે.]

કલાઃ આ શું છે?

મધુકરઃ તેજના ઢગ, બાલે! નગરની શેરીઓના તેજ પુંજ; જીવનના સુવર્ણા પ્રકાશ પ્રદીપ.

કલાઃ સદૈવ તે આવાજ તેજથી પ્રકાશે છે!

[ધવલગિરિનું યૌવનસત્ત્વ પુનઃપ્રકાશમાન દીપે છે, ને રસપ્રદ એક સુરાવલિ સારી રહે છે. કલા તે પ્રત્યે આકર્ષાય છે. એટલામાં તો પ્રકાશ આથમે છે, ને નીલી એક છાયા માત્ર દેખાય છે. નર્તંતી સૌ તેજ માળાઓ નગર પ્રત્યે વળે છે, ને અદષ્ટ થાય છે.]

કલાઃ મારી મજાક કરે છે તે, નહીં?

મધુકરઃ આવ, કલા!

કલાઃ મને ભય લાગે છે.

મધુકર: શાનો ભય? આ સૌ નવતર નીરખે છે તેનો? અરે, આ તો કંઈજ નથી. નગરચોકનાં અર્ધાં ચંદ્રતેજ તો પેખ. પણ ઓ કલા, નાનકડા ઓ રસાત્મન! અહીંજ આ પહાડોમાંજ સદાને માટે ધણ ચરાવતી તું વસી રહેશે? નગરનાં રમ્ય આશ્ચર્યો જોવા મારી સાથે નહીંજ આવે?

કલા: મઝાનાં છે તે?

મધુકર: અલબત્ત, સર્વ કૈં મોહક ને આકર્ષક છે તે.

કલા: (જરા આગળ સરી) ખરેખર, સર્વ કૈં આ નગરમાં નવતર ને આલ્હાદક દીસે છે, સર્વ કૈં પ્રકાશવંતુ શોભે છે! અંધાર સમું ત્યાં કૈંજ નથી, ખરું?

મધુકર: એવું કાં પુછે છે, કલા?—પ્રેમના મારા પરમ પ્રકાશમાં અંધારના ઓળાએ તને હું નહીં અડવા દઉં, નચિંત રહેજે.

કલા: અરે, પણ પ્રેમ મારામાં કયાં છે?

મધુકર: બાલે! ચાહવું, પ્રણયલીન થવું એટલેજ નિત્ય નિત્ય નવનવીન આશ્ચર્યોની શોધમાં જીવન જીવી રહેવું. પિચ્છ હવામાં ઉડે છે ત્યારે અજ્ઞાત પવનને તે નથી પીછાનતું શું? અંધકાર ને પ્રકાશ ન પલટાતાં હોય તો આપણે જીવન જીવી શકીએ ખરાં? કલા! ચાહવું, પ્રણયલીન થવું એટલે ક્ષિતિજ પર દૃષ્ટિ નાંખવી, ને ગગનપુષ્પને પેખી તેને મેળવવા યત્નશીલ થવું! એ પુષ્પને પાંખો છે; જો તે ઉડી ગયું!—પણ હતાશ નથી થવાનું. પુનઃ પ્રયત્નશીલ થઈ આકાશના એ દુર્ગમ ચઢાવ ચઢવાના છે. જો, તે અનુકંપે છે, ને તારે હાથ હવાજ માત્ર આવે છે. પુષ્પ છે ને પુષ્પ નથીએ—પતંગ સમું, તે તો અહીંથી તહીં ને તહીંથી અહીં એમ સદૈવ

ઉડે છે, ને તારે હાથ કેવળ તેની પાંખોમાંનો પવનજ આવી રહે છે—ખાલી હવાજ ઝીલાય છે. પણ તારા નેત્રોમાં પ્રકાશ પ્રકટે છે. તારે ગાલે સુરખી ઉભરાય છે, તારી છાતી હીસે છે અને જ્યારે રાત્રિ પડે છે, ત્યારે પુનઃ તેનું તેજ ગગન-પુષ્પ અંધાર દિશાઓમાં ઉંચે ને ઉંચે ઉડતું દેખાય છે; તારા ધવલ હાથ તેને સ્પર્શવા–મેળવવા ટવળે છે, તારા મધુમધુરા શ્વાસોચ્છ્વાસ તેની પુણ્ય પરિમલ વધાવે છે, પણ એ પુષ્પ ક્યાંએ કદીએ તારે હાથ નથી ઝીલાતું. અને છતાંએ જીવન સુંદર લાગે છે, જીવન રસભર ને આકર્ષક લાગે છે. તો આવ, ઓ નાનકડા હૃદય! આવ! જીવનની કલા! મારા નગરમાં નગરરાણી શી પધારી રહે!

કલાઃ હું આવીશ.

મધુકરઃ (નગરદ્વાર સમીપ તેને આણી) મને ચહા!

કલાઃ હું ચાહું છું.

[ઉભય નગરચોકમાં આવે છે–ને ધવલગિરિનુ યૌવનપ્રમત્ત રસસત્વ નિજ બીન છેડી રહે છેઃ]

"બાલે! શીતલ રજની તિમિરે
કાલપાંખ્ય ઉડતી તું ન સુણે?
જીર્ણ પ્રેમ વણસે, પ્રકટે નવ,
ચુમતાં અધર વીછુટે!
ભુખરા ભ્રમર વદંત વર્ણના,
આત્મન્ મુજ! તું પેખે?
પુષ્પ પુષ્પ થકી અશ્રુ ઝીલતા—
મધુ મદિરા ઉપજાવે!

(તેનો અવાજ અજબ ને મોહક થાય છે.)

પ્રણય જ્વાલ ઓ! એકલડી ક્યાં
કાળ પાંખ્ય પર ઉડે?
હતાશ અમ અનુસરીએ તુજને
થોભ, થોભ, રસબાલે!
ઉચ્ચ ઉડે નભપ્રાંતે તું,
વળી તિમિરોદરશું ઉડતી—
ઝલાય ના, ના ઝીલાએ ક્યાં,
ઓ તપ્ત કાંચન સરખી!"

[ગીત ચાલે છે તેવે અંધાર સર્વત્ર છવાઈ રહે છે, ને ગીત પુરું થાય છે એટલે પ્રભાત પ્રકાશે છે. કલા એ શુભ શીતલ પ્રકાશમાં આવી ઉભે છે. નગરના જીવનથી થાકી ગઈ હોય તેવી તે દીસે છે—રક્તહીણ ધવલતા તેના મુખ પર છવાઈ ભાસે છે.]

કલાઃ મારું હૃદય ઘરડું થયું છે.

[એવે દૂર નગરદ્વારમાં મધુકર જણાય છે.]

મધુકરઃ કલા!

કલાઃ તુંજ! હમેશ તું નો તુંજ!

મધુકરઃ જો, જો, હું નવનવાં આશ્ચર્યો લાવ્યો છું. માનું છું મારાથી–હું નિત્ય નવતર થકી–તું કંટાળી તો નથીજ. ના, તેમ નજ બને.

કલાઃ સાંભળ!

મધુકરઃ શું? નીરસ નિદ્રાગીત? મારી સંગે જીવન ગ્લાનિમય હતું, કલા?

કલાઃ હું તેનો પસ્તાવો નથી કરતી.

મધુકરઃ ચાલ ત્યારે, આવ !

કલાઃ (હૃદયસરસા હાથ મુકી) ઉડી ઉડીને પંખી કંટાળી ગયું છે ! (ઓઠે આંગળી અરકાડી) પુષ્પોમાં દવબિંદુ નથી રહ્યાં હવાં.

મધુકરઃ ત્યારે તું મને છોડી જશે ?

કલાઃ જો, પણે ઉષાની એક આછી કીનારમાં કાંચનગંગાનો બંસીધર દેખાય.

મધુકરઃ ક્યાં ? શું છે તે ?

કલાઃ મારી સલુણી પર્વતમાળ.

મધુકરઃ ત્યાં તો કૈંજ નથી જણાતું (જોરથી તેને ઝાલી રાખી) ન જા, કલા ! ત્યાં ન જતી ! મેં તને મારા નગરનાં આશ્ચર્યો પીવાડ્યાં તે ભુલી જશે ? હજીએ વધુ વધુ મોહકતાઓ દાખવી રહીશ. (પણ કલા તેનાથી દૂર પળે છે) તારી સંગે હું જો વધુ વેળ ન વસી શકું—ન જીવી રહું, તો ચાલ, આપણુ બંને સાથેજ મરણશરણ થઇ રહીએ. જો, જો, આ રહ્યાં મીઠલડાં મરણોય. જલમાં ડુબકી મારી બુડી જશું ને મહાનિદ્રામાં અનંત ભળી જશું.

[ કલા ફરતાં મૃત્યુનાં સ્વરૂપો નૃત્ય કરતાં નજરે પડે છે. ]

કલાઃ હા, મઝેનાં છે, મીઠાં છે તે સૌ. ચાલ, ત્યારે પાછી નગર પ્રતિ વળું ને તને આનંદુ.

[ કલા જેવી પગ ઉપાડે છે કે તરત બંસીનાદ થઈ રહે છે, ને કાંચનગંગાના ગોપાલનું ગીત ગાજે છે. ]

ગોપાલ ગીતઃ—નંદિની, ઓ ગિરિનંદિની !
ઘેરા તૃણ પરે આવ,
જલધિતીર પરે આવ;
પહાડ પુષ્પ પથે આવ.
કલાનંદિની, ઓ ગિરિનંદિની !
ગરુડરાજ જો, ઉડંત !
ધેનુ રસભરી ચરંત !
શરદ શશિકલ સુહંત.
પ્રણયનંદિની, ઓ ગિરિનંદિની !
હિમ—અદ્રિ તટ આવ,
ગહન ગગન તટે આવ;
ગુલ ઉષા નિકટ આવ.
જીવનનંદિની, ઓ ગિરિનંદિની !

[ ગીત શમે છે, ત્યાં તો સૂર્યોદય દેખાય છે, ને મૃત્યુનાં સ્વરૂપો પાછાં અલોપ થઈ જાય છે. ]

મધુકરઃ (તેના પાય ઝાલી) નાનકડી ઓ આત્મન્ કલા ! સૂર્યાસ્ત થતાં મરતા દંશક કિટની માફક ત્યારે હું મરી જાઉં ? તારા વિનાનો હું કૈંજ નથી, કલા !

કલાઃ (પાય છોડાવીને) વિફલ હૃદય—હું આ ચાલી !

મધુકરઃ માર્ગમાં બધે અંધાર છે. (નગરદ્વારમાં જતાં મધુકર નિજ મુખ ઢાંકી દે છે.)

[ કલા પછી કાંચનગંગાના ગોપાલ કને આવે છે, ને દશ દિશ આનંદન બંસીનાદ થઈ રહે છે.]

પડદો પડે છે.

# પ્રવેશ ચોથો.

[ પ્રભાત પ્રકાશે છે, ને સ્વપ્નસ્થ કલા હરી-
આળા ગિરિશૃંગ પર ઉભે છે, ત્યાં સમી-
પની એક ટેકરી પર જાબાલ બંસી વાતો
બેઠો છે, ને સમીપ ચાર પુષ્પબાલકો
સુમધુર નૃત્ય કરી રહ્યાં છે, ને કલા પ્રતિ
નિજ નિજ પુષ્પગુચ્છ ફેંકી રહ્યાં છે.
કલા તેમને નિજ નેત્રે ને અધરે અર-
કાડે છે.]

કલાઃ કેવાં શીતલ ઝાકળકણ ! કેવા મીઠલડા પુષ્પ-
પરાગ ! (ટેકરી પ્રતિ વળે છે) ને, હા, કેવોક આ જાબાલ !

[ પુષ્પો તેની આસપાસ વીંટળી વળે છે,
ને જાબાલ અદૃષ્ટ થઈ જાય છે. કલા
પછી પુષ્પો પ્રતિ વળે છે, ને તેએ
અદૃષ્ટ થાય છે. ]

કલાઃ ગયાં ! મોઘાંમુલાં પુષ્પોએ ગયાં !

[ આંખો ચોળતી ઉભે છે, ને ફરીથી પુષ્પો
પ્રતિ વળવાનું કરતાં પ્રતાપને ત્યાં ઉભેલો
તે જુએ છે. ]

કલાઃ પ્રતાપ, તું છે અહીં ?

પ્રતાપઃ પાછી આવી તું, કલા ? એકાદ રોગાર્ત્ત ગાય
રોગવિમુક્ત થવા આવે તેમ તુંએ અહીં પાછી આવી રહી.

નગરમાં એવું તે શું સૌ મોહક હતું જેણે તને આવડી વેળ ત્યાં રોકી રાખી ?

કલાઃ મને તેનો પસ્તાવો નથી, પ્રતાપ !

પ્રતાપઃ ત્યારે શું કામ પાછી આવે છે ?

કલાઃ મને કંટાળો આવ્યો તેથી.

પ્રતાપઃ હવે મને મુકીહ્યાંથી તો પાછી નહીં જાયને ?

કલાઃ (મજાક કરતી) શા વડે મને તું અહીં આકર્ષી રાખશે ?

પ્રતાપઃ (તેને આશ્લેષ દઇ) આમ !

કલાઃ ફેર ને પલટા મેં જાણ્યા છે—બીકણ કન્યા હવાં હું નથી.

પ્રતાપઃ (નિઃશ્વાસ મુકી) ખરેખર, તારામાં અજબ ફેરફાર થયેલ છે. તારી આંખો ઉંડી જતી રહી છે—તારો મુખચંદ્ર સાવ ફીક્કો પડી ગયો છે !

કલાઃ (મજાક કરતી) પણ કહેને પ્રતાપ ! શું છે એવું તારી પાસે જે મને સદૈવ અહીં આકર્ષી રાખશે ?

પ્રતાપઃ એક તો છે સૂર્ય.

કલાઃ હાં, મને દહવાને.

પ્રતાપઃ બીજી શીતલ હવા.

કલાઃ મને ઠારવાને.

પ્રતાપઃ ત્રીજું શાંત એકાંત.

કલાઃ હા, તે તો છે.

પ્રતાપઃ પુષ્પો તારી આગળ નૃત્ય કરશે.

[ નૃત્ય કરતાં પુષ્પો પધારે છે, જે પુષ્કળ નાચ્યા પછી થાકી જઇ ધીરે ધીરે એક પછી એક નિદ્રાધીન થઈ જાય છે. ]

કલાઃ જો, અહીંજ એટલામાં તો તે સૌ નીંદરી ગયાં !

પ્રતાપઃ અજાજૂથ તેમને જાગ્રત કરશે.

[ જાબાલ પોતાની ટેકરી પર બેઠો ને બંસી વાતો નજરે પડે છે, અને ત્યાં અજના પગવાળાં ચાર નાનકડાં બાલકો આવે છે, ને પોઢેલ પુષ્પોની મધ્ય ને આસપાસ નાચી રહે છે. પુષ્પો જાગે છે, ઉઠે છે, ઉડે છે. પ્રત્યેક એ અજબાલ પોતપોતાનાં પુષ્પ લઈ અદૃષ્ટ થાય છે. અને જાબાલ બંસી વાની મુકી ટેકરી પર નિશ્ચેષ્ટ ઢળી જાય છે.]

પ્રતાપઃ મને ચહા, કલા !

કલાઃ તું તો કર્કશ છે.

પ્રતાપઃ મને ચહા, કલા !

કલાઃ તું તો વિકરાલ છે.

પ્રતાપઃ ત્યારે મને નહીંજ ચહાય ?

કલાઃ તારો અવાજ ભીષણ છે.

પ્રતાપઃ ખરેખર, રુપાની ઘંટડી સમો સુકોમળ મારો અવાજ નથી. સાંભળ, આવો છે મારો અવાજ ! (સારાએ શાંત હિમાદ્રિ ફરતો હાથ ફેરવી) સવારથી તે સાંજે શુક્રબાલા ઉગતા સુધી સર્વ કૈં અહીં નીરવ શમશમાકાર છે. (હૈયે હાથ મુકી) અને પંખીની પાંખ્યોએ સૌ શાંત છે.

કલાઃ (તેની આંખોને સ્પર્શી) તારી આંખો ઉગ્ર છે, પ્રતાપ! હિંસક પ્રાણીઓના પ્રણિપાત માંહ્ય મને જણાય છે. અમિત અંતર હું તેમાં જોઈ શકું છું. સદૈવ તે આવાં ઉગ્ર રહે છે, પ્રતાપ?

પ્રતાપઃ તારા પ્રત્યે નીરખતાં તેમની નીધા શાંત ને કુમળી થાય છે, કલા!

કલાઃ (તેના હાથને સ્પર્શી) તારા આ સ્થૂલ હાથ સુકોમળ પુષ્પને ચુંટવા જરીએ યોગ્ય નથી. (કલા પ્રતાપ કનેથી ભાગી છુટે છે, ને જાબાલ જ્યાં પડયો છે તે ટેકરી તરફ વળે છે) જો! સર્વ કૈં સ્થિર ને નિઃશબ્દ છે. દિવસ પણ શાંત ને નિશ્ચેષ્ટ છે. જાબાલ! (પણ જાબાલ હાલતોએ નથી, તેમ ઉત્તરે નથી દેતો) ઘોર નિદ્રામાં તે પડયો છે. (ફરીથી) જાબાલ! તે મને ઉત્તર નહીં આપે. કોઈજ મને ઉત્તર નહીં દે.

પ્રતાપઃ (ઉત્કટ લાલસા ધરી) ત્યારે હું–હું કોઇ નથી શું?

[ સંધ્યા પથરાય છે. ]

કલાઃ જો, દિનશ્રીએ નિદ્રાવશ થાય છે. રાત્રિ જામી પણ ગઇ.

[ નિદ્રાનાં છાયા સ્વરૂપો કલા ફરતાં વીંટળાઇ વળે છે. ]

કલાઃ તું નિદ્રા છે? તું વિશ્રાંતિ છે?–મારા પ્રણયી!

[ હસીને કલા પ્રતાપને પોતાના હાથ આપે છે–હલેતું તેનું શરીર પ્રતાપ ઝીલી લે છે. નિદ્રા સ્વરૂપો થકી ઘેરાએલ બંને અદૃષ્ટ

થાય છે. આકાશમાં બીજની વિધુરેખ
તીરછા દૃષ્ટિપાતે હિમાદ્રિને વધાવતી ઉગી
રહી છે, ને ટેકરી પર જાબાલ ધીરી હલકે
બંસીગાન છોડી રહ્યો છે.]

જાબાલ: સદાએ સા'જો અજ–અવિનાશ ! *
પચરંગી મુજ મીઠું મે'કતી
અજા અનુપ સુહાય.
સૂર્ય ચંદ્ર ને તારક તેને
દેજો તૃણ અપાર;
સદાએ સા'જો અજ–અવિનાશ !
દુઃખદ દૃષ્ટિ કોની ન હોજો–
અજા ગરીબ મુજ સાવ;
સદૈવ મારા બંસીનાદે
રમજો એ નિરધાર;
સદાએ સા'જો અજ–અવિનાશ !
ગિરિ—ચઢાવો ચઢતાં તેને
રક્ષો ઓ કિરતાર !
અજા એહ, હું અજપ તેહનો–
ઝીલશું મોદ અપાર,
સદાએ સા'જો અજ–અવિનાશ.

[જાબાલ–ગાન વિરમે છે, ચંદ્ર આથમે
છે, ને સર્વત્ર શ્યામલતા પથરાય છે. જુઠા
ઉષસૂ–તેજમાં સુતેલ પ્રતાપની બાજુ-
માંથી કલા ઉઠતી જણાય છે. જાબાલ
ચાલી ગયો છે–ને તેને સ્થાને કાંચનગંગા-
નો ગોપાલ ટેકરી પર ઉભો દેખાય છે.]

* Goat-God.

કલા: વર્ષો—કેટલાંએ વર્ષો હું નિદ્રસ્થ રહી! મારો આત્મા ભુખ્યો થયો છે. (કાંચનગંગાના ગોપાલને જોઇ) હું તને હવાં ઓળખું છું. પૃથ્વીનું તું જીવન છે; તારી સુગંધ, તારી દ્રષ્ટિ, તારો આસ્વાદ, ને તારું સંગીત—સર્વ હું જાણું છું. હું તને વટાવી ગઈ છું. (આડી ફરે છે.)

પ્રતાપ: (જાગીને) કયાં જાય છે, કલા?

કલા: જગતને સામે ઓવાર.

પ્રતાપ: ના, ના, તું મને ન છોડી જા!

કલા: મિત્ર, હવે સમય ભરાઈ ગયો!

પ્રતાપ: ત્યારે મારાં ચુંબનો સૌ અશિષ્ટ હતાં? હું ત્યારે સાવ અરસિક હતો?

કલા: મને કૈં પશ્ચાતાપ નથી. પણ હવાં મારે જવું જોઇએ.

[ધવલગિરિનું યૌવનસત્ત્વ સહસા સામે ઉભેલ જણાય છે. ને તેની સારંગી ગાજી ઉઠે છે.]

પ્રતાપ: નગરનું શાપિત સંગીત! પુનઃ તું નગરમાં જશે કલા? ના, ના, મારાથી તે નહીં સહ્યું જાય.

કલા: બીતો મા, પ્રતાપ! હું સદૈવ ઉર્ધ્વજ સંચરુ છું.

પ્રતાપ: હિમાળા આ પ્રચંડ વાયુની વચમાં, ઓ કલા! મને અહીં એકલો ન છાંડી જા! તું—વીહોણો મારો પ્રેમ મરી ગયો ને હું એ મરી જઈશ.

કલા: વિફલ હ્રદય! હું આ ચાલી!

પ્રતાપઃ સર્વત્ર હિમાળી ઠંડી પડે છે.

[ એક પાસ કાંચનગંગા અને બીજી પાસ ધવલગિરિના કરો કલાને નિજ નિજ સમીપ ખેંચવા લંબાય છે, કલા કેવલ નિશ્ચલ ઉભી રહે છે. ]

કલાઃ મિત્રો, મારે હવાં જવું જોઇએ, ક્ષણમાં પ્રભાત પ્રકટશે.

[ બંને શિખરસત્વો પોતાનાં મુખ ઢાંકી દે છે, જાહું પ્રભાત આથમે છે. સર્વત્ર અંધકાર છવાય છે. ]

પડદો પડે છે.

## પ્રવેશ પાંચમો.

[ ગૌરીશંકરના મહાશિખરમાંથી પ્રકાશની એક અજબ લહરી કલાને મુખ પથરાય છે; અન્ય એક પણ શિખર જણાતું નથી; કેવલ એ પ્રકાશ–લહરીની બંને બાજુએ કાંચનગંગા ને ધવલગિરિની છાયાઓ મરતક આવરી ઉભી છે.]

કલાઃ ઓ મહાશિખર! હું આવું છું!

[ ગૌરીશંકરનું મહાશિખર કૈંક સુરચિક ગુંજતું–ગાતું સંભળાય છેઃ—]

૧

ભટકતી જ્વાલા, અશાંત જ્વર ઓ!
નિષ્ઠુર નિખિલ-જલન તું!
પ્રચંડ વાયુ ભાગ્યસૃષ્ટિના
શાંત સ્થિર અવ પેખું!
શમે સૌ આશ્ચર્યો નિર્ધાર,
શમે સહ જ્વલકેલિ ઉદાર!

૨

ભરતી ઓટ વીણ સાગર કેરી
પાન્થ મધુર સુબાલ,
જ્યોતિ–અજ્યોતિ, શાંતિ–અશાંતિ,
જ્યાં છે એક વિશાળ;
તહીં ઓ આત્મન્ રસઝર આવ,
ઉંડેરા વર ઉર રહસ્ય ભાવ.

[ કલા ધુંટણીએ પડી ધરતી માતાને નમન નમે છે. પ્રકાશ આથમે છે, ને અંધકાર છવાય છે. ]

## પ્રવેશ છઠ્ઠો.

[ રાત્રિની કાળાશ ઉલેચાતાં જુઠા ઝાંખા પ્રભાત તેજમાં ગિરિકુટિરની બારી પાસે મધુકર ને પ્રતાપ નીંદરતી કલા સમીપ ઉભા છે.]

પ્રતાપઃ (કલાને જગાડવા હાથ પ્રસારતો) ક્ષણમાં તો સૂર્યોદય થશે.

[ કલા હાલે છે, તેના હોઠ કંઈ બબડે છે.]

મધુકરઃ છો નીંદરે, સ્વપ્નસ્થ લાગે છે.

[ પ્રતાપ ફાનસ ઉંચું કરે છે, જેનો પ્રકાશ કલાના મુખ પર પડે છે. પછી ઉભય કુટિરના દ્વાર તરફ જતા રહે છે, ને કલાને બોલતી સાંભળી દ્વાર બહાર નીકળી જાય છે. ]

કલાઃ (ઘુંટણીએ ઉભી થઈ, ને સાનંદ નિજ હાથ લંબાવી) ઓ મહાશિખર! હું આવું છું. (જાગી ચોપાસ જુએ છે, ને ચકિત થઈ પુકારી ઉઠે છે) અરે, આ શું? આ તો **નાનકડું મારૂં સ્વપ્ન!**

[ ઉઘાડા દ્વાર થકી આકાશમાંની ઉષાની પહેલેરી પ્રકાશ-રેખ જણાય છે. ઘણની સુરીલી ઘંટડીઓના ધ્વનિ સંભળાય છે.]

પડદો પડે છે.

સુવિખ્યાત લેખક મેટર્લિંકના "**Sister Beatrice**" નામક નાટય પરથી.

## પાત્રો.

| | |
|---|---|
| ભુવનેશ્વરી | ચંદ્રાવલી સમા મુખારવિંદથી શોભતી જગદંબાની મૂર્તિ. |
| અધિષ્ઠાત્રી | જગદંબાના મંદિરની સર્વોપરી ઉપાસિકા. |
| મોહિની | જગદંબાના મંદિરની સાધ્વી. |
| ધારિણી | ,, ,, |
| વરદા | ,, ,, |
| સંજીવની | ,, ,, |
| અમૃતા | ,, ,, |
| અનુપા | ,, ,, |
| વિશ્ણુદાસ | જગદંબાના મંદિરનો પૂજારી. |
| રાજકુમાર જયન્ત | |
| ભિક્ષુકો | |
| યાત્રાળુઓ વિગેરે. | |

**કાળઃ**—વર્તમાન. **સ્થળઃ**—જગદંબાનું વિશ્વ વિશાળ મંદિર.

# અંક પહેલો.

[એક રાતે અખંડ જ્યોત પ્રકાશતી ભૂવનેશ્વરીને પદપદ્મે ચંદ્રાવલી મસ્તક નમાવી ઉંડેરૂ પ્રાર્થન ગુંજતી દીસે છે.]

ચંદ્રાવલીઃ પતિતપાવની, પાપ વિમોચનિ, ઓ જગદંબા! મને ક્ષમા કર, મને ક્ષમા કર. આજ રાત્રે પાછો એ આવશે! પણ મને ખબર નથી, મારે શું કહેવું, શું કરવું! ધ્રુજતે હાથે તે મારા પ્રતી જોઈ રહે છે, અને હું–હા, મને તે શું ઇચ્છે છે તેની સમજ નથી પડતી. પવિત્ર તારા મંદિરમાં પગ મુકયાં ચાર ચાર વર્ષ વીતી ગયાં; પણ તે વારે તો સાવ હું બાળક હતી, કશુંજ ન સમજતી અને હજુ પણ સાચું પૂછો તો કંઇજ નથી જાણતી. તેમ હૈયાને શારતી આ સ્થિતિ વિષે કહેવાય પણ કોને? ઉપરાંત એ યે નથી સમજાતું કે આ ઘડી તે હર્ષની છે વા શોકની! અધિષ્ઠાત્રીને પૂછ્યું?–પણ તે તો કહે છે કે લગ્નમાં મનુષ્યને ચાહવાની છૂટ છે અને તે પણ મને તેજ કહે છે. તેનો કોક સાધુમિત્ર આ મંદિર હું છોડીશ કે તરતજ અમારાં પાણિગ્રહણ કરાવશે, એવી તે મને ખાત્રી આપે છે. પણ જગજ્જનીનુ આરાધન તજી સ્નેહમાં પગલાં માંડવાં તે પુણ્ય કે પાપ? લોક કહે છે તેમ તે પાપનુ પ્રલોભન તો ન હોય? પણ ના; સામાન્ય લોક જેવો તો તે નથીજ. છેક નાનપણથી હું તેને પિછાનું છું. દર વિશ્રામ વારે તે ને હું, સંગે,

અમારી નાનકડી વાડીમાં રમતાં અને એ બાળખેલ ભૂલ્યા નથી ભૂલાતા. તેની પવિત્રતા ને તેનુ ડહાપણ, તેનાં નેત્રોમાંથી ઝરતી નમ્રતા અને ભાવમયતા, એ સૌજ, ઓ મા ! તારાથીય ક્યાં અજાણ્યાં છે ? આ તારી અખંડ જ્યોત નીચે થોડા દિવસ પૂર્વેજ તે એકધ્યાન નહોતો નમી રહ્યો ? તારા પોતાનાજ પુત્રસમો ? તારા પોતાના પરમ ભક્તિનિમગ્ન ભક્તસમો ? અને ગંભિર તેની વાણી—મને સંબોધતી પણ દેવની સાથે વાત કરતી ન હોય એવી સુમધુર તેની વાણી, તને ક્યાં ઓછી વિદિત છે ? પણ હું તેને શો ઉત્તર દઈ શકું ? ત્રણ ત્રણ દિવસથી રડીનેય થાકી ને અશ્રુ સૌ ખૂટ્યાં; ને તે તો કહે છે, હું તેની વિનતિનો અનાદર કરીશ તો પોતે સહસા આત્મઘાત કરશે......મને ખબર છે; ઘણાય એવા દાખલાઓની મને જાણ છે, જેમાં એના જેવા ઘણાય જુવાન ને સુન્દર પ્રેમલીન પુરૂષોએ જીવનનાં બલિદાન દીધાં છે. હવે ત્યારે શું કરવું ? પણ ઓ મારી ઇશ્વરી ! કોણ કહી શકશે કે ધ્રુજતે હાથે આજ હું તારૂં પ્રાર્થન કરી રહી છું તે આવતી કાલે નરકની જ્વાલા સમી નહીં જલી રહે ?

[ બ્હાર એવે નજદીક આવતા ઘોડેસ્વારોનો અવાજ સુણાય છે. ]

સાંભળ ! સાંભળ ! સાંભળ છ તું ? અનેક ઘોડા તથા અસ્વાર ત્હારા મંદિર બ્હાર ખડાં થઈ ગયા છે–રે, ઉંબર પર આવી ચ્હડયા–હાય ! મંદિરના દ્વાર ખખડવા લાગ્યા !

[ મોટું દ્વાર ખખડે છે. ]

શું કરવું ? મા ! હું નહીં જાઉં, જો એમ ત્હારી ભાવના, ત્હારી ઈચ્છા, હશે તો...

[ ઉભી થાય છે, ને બારણા પ્રતિ દોડે છે. ]

કોણ જયન્ત ?

જયન્તઃ ( બારણેથી ) સત્વર ઉઘાડ ચંદ્રાવલી !... હું છું એ તો.

ચંદ્રાવલીઃ હા, હા.

[ દ્વાર ઉઘડે છે અને બખ્તરીઓ જયન્ત મંદિરને ઉંબર ઉભેલ દેખાય છે. એની જમણી બાજુએ એક અનુચર સુસુન્દર વસ્ત્રો ને રત્નોનો થાળ ઝાલી ઉભો છે, અને જરાક છેટે એક વૃદ્ધ જન જરિઆનનાં પલાણવાળા અશ્વ સહિત ઉભેલ દીસે છે, અને દૂર, તારકિત આકાશ નીચે, ચાંદની રંગે રંગાયેલ પ્રદેશ નજરે પડે છે. ]

ચંદ્રાવલીઃ એકલો નથી તું, જયન્ત ? પેલા વૃક્ષ નીચે કોણ ઉભું છે ?

જયન્તઃ પાસે આવ, ને તદ્દન ભયવિમુક્ત થઈ રહે !

[ ઉંબર ઉપર ઘુંટણીએ પડી ચંદ્રાવલીની સાડીનો પાલવ ચુંમે છે. ]

ઓ મ્હારી મીઠડી ! આમ મ્હારી પાસે તું સરે છે, ત્યારે કેટકેટલી સુન્દર તું દીસે છે ? જો, સારૂંય તારામંડળ કોક અપ્રતિમ સુખદ ને ધન્ય એવી પળ આપણે ભાગ્ય ન જન્મી હોય તેની ખાત્રી આપતું પ્રકાશી રહેલ છે ! જો, સારૂંય તારામંડળ કોક અપ્રતિમ સુખદ ને ધન્ય મનોહરાં પગલાંની વાટ જોઇ રહ્યું છે. અરે ! ધ્રુજે છે કાં ? ના, ના, ના ! જો મ્હારા હાથ ત્હારે ગળે વીંટળાયા-દેવીની સન્મુખ સદાને માટે તું ને હું અદ્વૈત સાધી રહ્યાં ! અંધારની ઘડીઓ

આપણી આથમી, ને પ્રેમના પરમ પ્રકાશ પ્રકાશી રહ્યા ! ઓ ચંદ્રાવલી ! ચંદ્રાવલી ! જો હું તને નિહાળું છું, ત્હારી સમક્ષ છું, ત્હને સ્પર્શું છું, આશ્લેષું છું, પ્હેલી વાર તને વન્દન કરૂં છું !

[ સહસા તે ઉઠે છે, ચંદ્રાવલીને ચુંબન દઈ લે છે. ]

ચંદ્રાવલી: ( પાછી હઠી, પોતાને સ્વરક્ષતી ) ના, ન ચૂમ મને ! તેં મને વચન દીધું છે !

જયન્ત: ( સુવિશેષ ચુંમતો ) અરે, પ્રેમનાં વચનો ન્હોતાં એ ! પ્રેમ ન કહી શકે કે તે નહીં પૂજે, અને સર્વસ્વનું દાન લેતાં–દેતાં પ્રેમીઓને વચન કેવાં ? ચંદ્રાવલી ! પ્રતિક્ષણ પ્રેમ પોતાનુ સર્વ દીધાંજ જાય છે ને એકાદેક ચુંબન તે એક ક્ષણ પછી દેવા વચન દે, તો તે ભૂલને ભૂલવવા, સહસ્રધા, કોટીધા, ચુંબન ધાર વર્ષાવી રહે છે.

[ સજ્જડ આશ્લેષ દેતો ને ઉંબર બહાર તેને આણવા ઈચ્છતો ]

આવ, આવ, રાત આથમે છે, આકાશ કયારનું ય નિસ્તેજ થતું જાય છે, ને હઠીલા ઘોડાઓ થનગને છે. એક જ, બસ એક જ પગલું ને પછી......

[ ચંદ્રાવલીને મૂર્છિત થતી જોઈ ]

તું મને ઉત્તર નથી દેતી કાં ? ત્હારા શ્વાસોશ્વાસ પણ નથી સૂણાતા: પગ ત્હારા અસ્થિર લાગે છે ! આવ ! અદેખું પ્રભાત આપણા સુખને માર્ગ પોતાની સુવર્ણી જાળ ન પાથરી રહે તે પ્હેલાં આવ, ચંદ્રાવલી ! સત્વર થા.

ચંદ્રાવલી: ( બેભાન થતે થતે ) ના, હજી વાર છે !

જયન્તઃ પ્રેમ કાં નિસ્તેજ થાય છે તું ? સારાં ય મ્હારાં ચુમ્બનો ત્હારે મુખ જીવનસ્ફુલિંગ સમાં ક્ષણેક પ્રકાશી આથમે છે શું ? મુખ શું મુખ માંડી રહે, ચંદ્રાવલી–અરે, અરે, આ તપસ્વિનીને યોગ્ય કંથા તને રૂંધે છે, તને મુંઝવી રહે છે. તે તો મૃત્યુસૂચક છે, જીવન સૂચક નહીં !

[ધીમે ધીમે જયન્ત બેભાન ચંદ્રાવલીના માથાપરના વસ્ત્રને અળગું કરી રહે છે, અને આંગળીથી તેની અલકલટો સારી ય તેના મુખ ફરતી પથરાઇ રહે છેઃ તે જાગતી ને સભાન થતી જણાય છે.)

જયન્તઃ (અતીવ આનંદથકી) વ્હા ! વ્હા !

ચંદ્રાવલીઃ (સ્વપ્નપ્રદેશથકી આવી ન હોય તેમ ધીમેશથી) અરે, શું કર્યું તેં આ, જયન્ત ? મારા હાથમાં શું આ સૌ આવે છે જો ? સુંવાળી શી આ મિઠાશ મ્હારે મુખ પથરાઈ રહી છે ?

જયન્તઃ (તેના છૂટા વાળને પ્રેમાવેશે ચુમ્બતો) જો, જો, તારી પોતાની જ જ્વાલા તને જગવે છે, તારૂં પોતાનું જ સૌંદર્ય તને આવરે છે ! તારો પોતાનો જ પ્રકાશ તને છાઈ રહે છે ! વ્હા, વ્હા, તને ય જાણ ન હતી, આટઆટલું સૌંદર્ય તારૂં ક્યાં ક્યાં તેં સંઘરી રાખેલ ? મેં ધારેલ કે મેં તને જોઈ છે, ને મેં તને ચાહી છે ! પણ અત્યારે તો સારાં ય મારાં બાળસ્વપ્નોને રંગતી સર્વસુંદર, સર્વ શ્રેષ્ઠ સુંદરી સમી તને હું નીરખી રહું છું. રાજ્ઞીને યોગ્ય આ સુંદરી ! થોભ, થોભ. સંપૂર્ણ તું નિર્બદ્ધ, સંમુક્ત થવી જોઇએ છે...

[ જયન્ત તેની કંથા ઉતારે છે, ને રાજ્ઞીને યોગ્ય વસ્ત્ર તથા અલંકાર વડે તેને સજ્જ કરવા મથે છે: નીચે પડેલ કંથામાં નિજ મુખ ઢાંકી દેતી ચંદ્રાવલી ભુવનેશ્વરી સન્મુખ સાષ્ટાંગ પ્રણામ કરતી જણાય છે.]

ચંદ્રાવલી: ના, ના, મને નથી—મારે નથી જોઇતાં આ વસ્ત્રો તેમ અલંકારો ! ઓ જગદંબા ! સહાય થા મને, તું મને આમ ત્યાગી રહેશે તો પછી હું કોની પ્રાર્થના કરી શકીશ ?

જયન્ત: ( જલદી તેને વસ્ત્રાલંકારે સજ્જ કરતો ) ચંદ્રાવલી ! જો, હવાં વખત થયો છે. જો, આ નવીન જીવન તારૂં હવાં પ્રકાશી રહ્યું ! રાજ્ઞીને યોગ્ય તારાં પરિધાનમાં હવાં તું સુખને માર્ગ સંચરી રહેશે !

ચંદ્રાવલી: ( પ્રાર્થનાનિમગ્ન): ઓ પરમેશ્વરી ! હવાં મારાથી વધુ નહીં બોલાય ! વધુ નહીં રડાય ! વધુ નહીં પ્રાર્થી શકાય ! મને જાણુ નહોતી કે આવડી હું તને વ્હાલી હઇશ. ઓ જનની ! જો, સાંભળ, હવાં આટલી જ મારી માગણી છે: ગમે તો તારા સુભગ હાથની, તારા અમીઝરતાં નયનની, તારા મલકતા મુખડલાની, એક નાનકડી "હા" ની નિશાની મને દઈ રહે. ગરીબ, અનાથ ને અસમજુ બાલાને એવડું શું દાન દઈ રહે. વારંવાર સ્તુતિદ્વારા અમે સૌ ગાઇએ છીએ કે તું માગ્યું દાન દઈ રહે છે. તો ઓ વરદે ! આટલી નાની શી તારી દીકરીની અરજ સૂણ ને તારી માયા ને દયા દાખવી રહે......

જયન્ત: ( તેને ઉઠાડવા મથતો ને દ્વાર બહાર લઇ જવા મથતો ) હા, હા, પ્રેમસ્વર્ગની તે તો અધિષ્ઠાત્રી છે.

માગ્યું તારૂં જરૂર તે દઇ રહે છે. જો, જો, તેના મુખ સામે નિહાળ, તે હસે છે, તે પ્રકાશે છે. ક્રોધની વા કટુતાની નાની શી રેખ ત્યાં નથી. પ્રોજ્જવલ સ્મિત ત્યાં સોહે છે, સુભગ તેજ ત્યાં આનંદે છે. જો, તે તને વિનવે છે, ને તું તેને ક્ષમે છે! મારા નેત્રોમાં તમે બન્ને બ્હેનો અન્યોન્ય જીવન્ત આશીર્વાદ દેતી દેખાઈ રહો છો ને પ્રેમના પરમ સ્વર્ગને ઉગવતી શોભી રહો છો!

ચંદ્રાવલી: (ઉંચી ડોક કરી ભુવનેશ્વરી પ્રતિ નિહાળતી) ઘણી યે વાર મને સૌ કહેતાં હું તારા સરખી છું.

જયન્ત: જો, જો, તારા વાળફરતી કોક પ્રકાશ રેખ—સુખની, કલ્યાણની પ્રકાશરેખ—ઝગે છે—તારી યાચનાના મનોહર ચિહ્નની એ પ્રતીતિ છે, ચંદ્રાવલી!

[ એટલે મંદિરને એક ખંડ ત્રણના ટકોરા સંભળાય છે. ]

ચંદ્રાવલી: ( સહસા ઉઠીને ) સાંભળ!

જયન્ત: ત્રણ વાગ્યા!

ચંદ્રાવલી: રાત્રિના અંતિમ પ્રહરની ઘંટા મ્હારે સુણવવી જોઇએ.

જયન્ત: ચાલ, પ્રભાત હવાં પ્રકટશે, ભુખરૂં અજવાળું થતું જણાય છે.

ચંદ્રાવલી: એ પ્રભાત પ્હેલાં હું સૌ બારીબારણાં ખુલ્લાં મૂકતી, જેથી પ્રભાતનાં અજવાળાં ને સાથે પક્ષિઓનાં ગીત ઉંઘમાંથી જાગેલ સૌ મ્હારી બ્હેનોને સ્વાગત દઈ રહે......અરે,

હમણાં જ તેઓ સૌ અહીં આવી રહેશે ને જોશે કે ચંદ્રાવલી ક્યાં ગઈ!

જયન્તઃ ચાલ, દિવસ ઉઘડે છે......બ્હેનો સૌ ત્હારી જાગશે હવાં......તેમનાં પગલાં મને સંભળાતાં દીસે છે....

ચંદ્રાવલીઃ હા, હા. તેઓ આવે છે, સૌ જ મ્હારી વ્હાલી બ્હેનો મને ચ્હાતી ને આશ્વાસતી ને સદૈવ મને પવિત્ર માનતી! અને અહીં હવાં તેઓ મ્હારે બદલે મ્હારી કંથા તથા ઉપરણું નીરખી રહેશે! (ભુવનેશ્વરીને ચરણ એ ઉભય વસ્ત્રોની ઘડી વાળી મૂકતી) જો, હવાં કોઇ નહીં ધારે કે તેમણે મને આપેલ આ શાન્તિના વાઘા મેં પગ તળે કચડી નાખ્યા. ના, મા, હું તને તે સમર્પી રહું છું, ને તું તેમને સાચવશે. ચારે વર્ષોમાં મને જે કાંઈ પ્રાપ્ત થયું છે તે સર્વ હું તને સોંપી રહું છું. આ મારી સોનાને વાળે ગુંથેલ જપમાળઃ આ મ્હારી નિયમાવલિઃ આ મને સોંપેલ કુંચીઓનું ઝુમખું. મંદિરની વાટિકામાં જલસિંચન કરતી હું હવાં મને નહીં નીરખી રહું, તેમ ભવ્ય ધૂપની સુગંધ મ્હેંકતાં આ મંદિરનાં ગુરૂદ્વાર પણ નહીં ઉઘાડી રહું. તું તે સૌ જાણે છે, માવડી—તું તે સૌ જાણે છે!...પણ પ્હણે ઉંચે શું લખ્યું છે? કશું જ ક્ષમ્ય નહીં થાય? પ્રેમ શાપિત થશે? કોઇ જ તે શાપમુક્ત નહીં થાય? કહે, કહે, મને તે, હજી હું ગઈ નથી, ત્હારી ઇચ્છા શિવાય હું ખોવાણી નથી! એક જ ત્હારી નિશાની, જરાક જેટલી, કોઈ ન જુવે તેવી, એક જ; અશક્ય કશો જ ચમત્કાર મ્હારે નથી જોઇતો. જો આ અખંડ જ્યોત ઝગતા ચામરની ત્હારા મુખ પરની પ્રકાશછાયા જરાકેક હાલે તો હું ન જાઉં,—અહીં જ ત્હારી આરાધનામાં હું સદૈવ રત રહીશ, નાની શી એ

છાયારેખને એસવ ને હું નહીં જાઉં, હું નહીં જાઉં ! જો, જો, માવડી મારી ! જો, એકનયન હું ન્યાળું છું ! હું થોભું છું !

[ ભુવનેશ્વરીને મુખ તે લાંબી વાર સુધી ધ્યાનસ્થ નીરખી રહે છે. સર્વ કાંઈ સ્થિર ને શાન્ત છે. ]

જયન્તઃ (તેને આશ્લેષી પ્રેમાવેશે તેને ચુંબતો) ચાલ !

ચંદ્રાવલીઃ (પ્હેલી જ વેળ તેને ચુંબન વડે પ્રત્યુત્તર દેતી ) હા !

[ મંદિરદ્વાર ઉઘાડાં મૂકી ઉભય એકમેકની કરલતાએ સંકેલાઈ પ્રભાત-ઝમતા જગતમાં સંચરે છે. દૂર ઘોડાની ખરીઓના અવાજ સુણાય છે. પડદો પડે છે અને તરત જ મંદિરની પ્રભાતઘંટાના નાદ થઈ રહે છે. ]

# અંક બીજો.

[ પ્રભાતી ઘંટાના છેલ્લા નાદે પડદો ઉપડે છે; ને ભુવનેશ્વરીની મૂર્તિ દિવ્ય નિદ્રામાંથી જાગતી ને સચેતતી દેખાય છે. ધીમે ધીમે તે પોતાને ઉચ્ચ સ્થાનકેથી ઉતરતા અને ચંદ્રાવલીએ મૂકેલ કંથા તથા ઉપરણાને સજતી જણાઈ રહે છે. ઝીણું ને સુરીલું એવું કોક પતિતપાવનું સંગીત ગાતી ગાતી તે સૌ દીવા સતેજ કરી રહે છે, મોટા ચાચરને સવિશેષ સતેજ કરે છે, ને ગરીબોને દેવાનાં વસ્ત્રદાનની છાબ ઉચ્ચ નિજ સ્થાનક આગળ મુકતી મંદિરને મુખ્યદ્વાર તે સંચરે છે ]

ભુવનેશ્વરીઃ ( ગાતી )

પાપીનાં પાપને પ્રજાળતી હું—
પાપીનાં પાપને પ્રજાળતીઃ
રોતાંનાં આંસુને લુછતી હું—
રોતાંનાં આંસુને લુછતી
તારકિત વ્યોમ મ્હારાં
દયાનાં દાન ઝગ્યાં:
હાથની હથેલીઓમાં,
અમૃત ક્ષમાનાં વહ્યાં:
પ્રેમમાં સૌ પાપને વણસાડતી હું—
પ્રેમ સૌ પુણ્યમાં વિલસાવતીઃ

પ્રેમ-રડયાં અમ્મર સૌ સ્થાપતી હું—
પ્રેમમાં પરમપદ પ્રકાશતી......

[ગીતને છેલ્લે સ્વરે મંદિરનું એક દ્વાર ધીરું ખખડે છે, ભુવનેશ્વરી તે ઉઘાડે છે; ને ગરીબ ફાટયાંતૂટયાં વસ્ત્રો પ્હેરેલ પણ સુહામણી એક બાળા ઉંબર પર દેખાય છે. દ્વારના સ્તંભની પાછળ તે અર્ધ-ઢંકાઇ ભુવનેશ્વરીને કોક અજબ ભાવે નીરખી રહી છે.]

ભુવનેશ્વરી: ઉષા, કેમ છૂપાઈ રહી છે?

ઉષા: (સાશ્ચર્ય ને સભય) ત્હમારે વસ્ત્ર આ અજબ પ્રકાશ કયાંથી?

ભુવનેશ્વરી: પ્રભાત પછી સર્વત્ર પ્રકાશ જ હોય ને, ઉષા.

ઉષા: ને આંખોમાં આ તારલા કયાંથી?

ભુવનેશ્વરી: પ્રાર્થનામાં રક્ત એવી આંખોમાં સદા એવા તારલા જ પ્રકાશી રહે.

ઉષા: વળી આ હથેલીઓમાં ય પ્રકાશ પાછો!

ભુવનેશ્વરી: દાન દેતા હાથમાં તો સદૈવ એવો જ પ્રકાશ ઝગી રહે, બ્હેનાં!

ઉષા: હું એકલી જ અહીં આવી છું.

ભુવનેશ્વરી: ગરીબ બાંધવો આપણાં કયાં છે?

ઉષા: તેઓ નહીં આવે આજ-કારણ, કંઈ કંઈ વાતો તેઓ કરી રહ્યાં છે......

ભુવનેશ્વરી: શી વાતો?

ઉષા: તેઓ કહે છે કે તેમણે ચંદ્રાવલીને રાજકુમાર જયન્તને ઘોડે બેસી પળતી જોઈ......

ભુવનેશ્વરી: હું ત્યારે એ ચંદ્રાવલી નથી શું?

ઉષા: પણ તેઓ કહે છે તેમણે તેને જોઈ-તે તેમની સંગે બોલી......

ભુવનેશ્વરી: ફક્ત ઈશ્વરે તેને નથી જોઇ ને નથી સાંભળી... (બાલુડી ઉષાને હાથમાં લઈ તેને કપાળ મીઠી ચુમી દેતી) ઓ ઉષા, કોઇ જ આજ અહીં નથી, કે જેને હું ચુમું; અને નિર્દોષતા મને નહીં દગે, જો કે તે સમજે છે સઘળું ય. (ઉષાનાં નયનોમાં જોતાં) કેવડો બધો પવિત્ર માનવ-આત્મા! દેવના ફિરસ્તાઓ આવડા સુન્દર હોય છે, પણ તેઓ આંસુડાંને નથી જાણતા: બાલુડી ઉષા, ગરીબડી ઉષા! જો, જો, ત્હારી આંખોમાંથી તે ખરે છે. (ઉંબર પર તેને પાછી ઉતારે છે)-પણ ક્યાં ગયા, ક્યાં છે આપણા પામર ભાંડુઓ? ઉષા, જા, બેગ, વ્હેલી થા, ને બોલાવી લાવ તેમને. અધીરતાથી છલકાતો મ્હારો ઉર-પ્રેમ તેમને જણવી રહે—જા, ઉતાવળી થા.

ઉષા: (દૂર મંદિર બ્હાર જોતી) ઓ ચંદ્રાવલી બ્હેન! જુવો, જુવો, આ આવે તે સૌ એ!

[અને ખરેખર, સૌજ ગરીબો, માંદલાંઓ, અશક્તો, બાળકો તેડતી માતાઓ, સર્વ કોઈ, ધીમાં, અનિશ્ચિત અર્ધ-શંકાભરી, અર્ધ-કુતુહલભરી નજરે, ચંદ્રાવલીને એક નયન, એક ધ્યાન, નીરખતાં, મંદિરને ઉંબર આવી થંભે છે.]

ભુવનેશ્વરી: ( વસ્ત્રદાનની છાબ આગળ નીચી નમતી ) શું થયું હતું જે? કેમ આવડી વાર લગાડી આજે? વ્હેલાં આવો, જુવો, દિવસ ઉગી ગયો, પ્રાર્થન–વેળા થઈ હવાં. સૈ બ્હેનો હમણાં આવી રહેશે, ને પછી દ્વાર સૈ બંધ થશે—ઓ, આવો, આવો, બધાં: હજી વખત છે, નહીંતર આવતી કાલ સુધી........

એક ગરીબ વૃદ્ધજન: (આગળ આવી) ચંદ્રાવલી બ્હેન, આજ રાતે તો અમને બે ભૂત દેખાયાં...

ભુવનેશ્વરી: ( સહસા તેજકિરણે ઝગતો એવો ડગલો તેને છાબમાંથી દેતાં ) પ્રભાતના નવતર પ્રકાશમાં રાતનાં એ દ્રશ્યોને ન સ્વપ્ની રહો.

એક પાંગળો: ( આગળ આવી ) આજ રાતે કોક દુષ્ટ વિચારો અમને ઘેરી રહેલ, બ્હેન!

ભુવનેશ્વરી: ( રત્નજડિત જણાતું એવું બીજું વસ્ત્ર છાબમાંથી ઉપાડતી ) ઉઘાડ, ઉઘાડ, તારી આંખો, ભાઈ! ક્ષમાદાનની આ વિરલ પળ ઉગે છે તે જો; આવો, આવો, તમે બધાં ય આવો!

એક ગરીબ સ્ત્રી: મને, બ્હેન,—મારી મૃત બાને ઢાંકવાને ચાદર—

બીજી ગરીબ સ્ત્રી: અને મને ય બ્હેન—મારા નવ જન્મ્યા બાળને ઢાંકવાને...

[ સૌની માગણીઓને પૂરી પાડતી ભુવનેશ્વરી સર્વ ગરીબોને પ્રકાશઝગ્યાં વસ્ત્રો વડે નવાજી રહે છે. અને જેમ જેમ છાબ ખાલી થતી જણાય છે, તેમ તેમ વધુવધુ

વસ્ત્રો વડે તે છલકાતી જાય છે. અને પોતે જ પ્રેરેલ આ ચમત્કારને નીરખતી તે પુકારી રહે છે. ]

ભુવનેશ્વરી: અરે, આવો, બધાં જ ગરીબો અહીં આવી રહો ! બરફ્ધોળી ચાદરે અહીં છે, તેમ સ્મિત ઝગતાં નવ-જન્મ્યા બાળકને માટેનાં વસ્ત્રો ય અહીં છે! જીવન, મૃત્યુ ને પરજીવન ત્રણે અહીં પ્રકટે છે ને પ્રકાશે છે! આવો ને લ્યો. પ્રેમની પળ આજ ઉગી છે. કેવોક પ્રેમ? સીમા વિનાનો, અખૂટ ને અપરિમેય. આવો, બધાં જ આવો; અન્યોન્યને સહાય કરતાં આવો અને જીવનભર આનંદ તથા સુખનાં અશ્રુઓ ગુંથી લ્યો; અન્યોન્યને ચાહી રહો, પડતાંને માટે પ્રાર્થના કરો, પરસ્પરને ક્ષમા દઈ રહો. ક્ષમા ભાવે હરકોઈ પાપમાંથી બચી શકશો—બચાવી શકશો.

[ સારાં ય ગરીબો રત્નજડિત પ્રકાશપૂર્ણ વસ્ત્રો વડે આચ્છાદિત થયેલ દીસે છે—કોક અવિરત આનંદમાં મગ્ન, તો કોક આભારભર્યાં આંસુડાં ખેરતાં નજરે પડે છે, જ્યારે બીજાંઓ કોક દૈવી ભયે દેરાઈ દ્વારને પગથિયે એક ચિન્તન પ્રાર્થનામાં લીન થઇ રહે છે. પછી મંદિરની ઘંટા સુણાય છે: વસ્ત્રછાબ સહસા ખાલી થઇ રહે છે; ભુવનેશ્વરી નમ્રતા વડે સૌ જ ગરીબોને વીખેરી દે છે, ને દ્વાર બંધ કરે છે. ]

ભુવનેશ્વરી: જાવ, શાંતિમાં સૌ પાછાં વળો! બાંધવો, પ્રાર્થનાનો સમય થયો છે.

[ ગરીબોના ગણુગણુતા અવાજ કોક અનિશ્ચિત આભાર તથા આનંદની

રૂચાના સ્વરૂપમાં સૂણાઈ રહેતા જણાય છે. મંદિરની ઘંટા બજતી છે. બીજા ને ત્રીજા તેના નાદે ડાબી બાજુને મધ્ય ભાગથી મંદિરની અધિષ્ઠાત્રી તથા સૌ મૈયાઓ પ્રવેશી રહે છે. ]

અધિષ્ઠાત્રીઃ (ભુવનેશ્વરી આગળ થંભી) સાંભળ, ચંદ્રાવલી! આ મહિને પોણાત્રણ વાગે પ્રભાતની ઘંટા બજાવવાની છે. આજ તું તેમાં ચુકી, માટે ત્રણ દિવસનો અપવાસ તથા ત્રણ રાત માતાને પાયે પ્રાર્થનઃ એટલી શિક્ષા તને કરૂં છું.

ભુવનેશ્વરીઃ (તદ્દન નમ્રતાથી ‘હા’ પાડતી) મારી માવડી, પ્રભુનો જય હો!

[ અધિષ્ઠાત્રી આગળ વધે છે, ને મંદિરને ઉચ્ચ આસને માતાની મૂર્તિ ન જોતાં અકથ કોક વિસ્મય તથા ભય વડે મોટેથી પૂકારી રહે છે. ]

અધિષ્ઠાત્રીઃ તે ત્યાં નથી—માજીની મૂર્તિ ત્યાં નથી!

[ અશાન્ત ને સભય સૌ જ મૈયાઓ અધિષ્ઠાત્રી ફરતી ટોળે વળી ઉભી રહે છે ને આશ્ચર્યના એક પળ વીતતાં સહસા સૌ એક સામટે બોલે છે, પુકારે છે, ને રડી રહે છે. ]

મૈયાઓઃ માજી નથી! માજી ગયાં! મૂર્તિને કોક ચોરી ગયું. નાસ્તિકો! ઓ માવડી, ઓ અમારી માવડી!

મંદિર ભ્રષ્ટ થયું—માજીનું આસન અભડાયું! હાય! ભ્રષ્ટતા, ભ્રષ્ટતા, ભ્રષ્ટતા!

[ભુવનેશ્વરી આગળ આવે છે, ને અધિષ્ઠાત્રી સંમુખ માજીના આસન સમક્ષ થંભે છે. પોતાની મૂર્તિ જ્યાં ઉભતી તે સ્થાન એક નયન નિહાળી રહે છે. તેનાં સ્થિર નયનોમાંથી જગતને અજાણ એવી આશા અને શાન્તિ ઝરતાં-ઝગતાં જણાય છે.]

અધિષ્ઠાત્રીઃ (જોરથી પૂકારી) ચંદ્રાવલી! હું જાણું છું કે તું ય ભયથી ધ્રુજે છે, પણ બ્હી મા. માનવોથી અજ્ઞાત એવા ઇશ્વરી કોક સંકેતને અર્થે આમ થયું હોવું જોઇએ. પણ હું પુછું તેનો ઉત્તર દે. દિવસ ને રાત તું અહીં રખેવાળી કરે છે,...જરૂર તું જાણતી હોવી જોઇએ,... કહે મને...(ભુવનેશ્વરી શાન્ત રહે છે) ઉત્તર દે. બોલ. કાંઇક અસુખ છે તને? ઉલટું કોક કોક વેળ મને જણાય છે કે ત્હારૂં મુખ અજબ પ્રકાશે પ્રકાશી રહે છે.—અને આ વસ્ત્રો! નિત્ય તું પહેરતી તે ન્હોય આ વસ્ત્રો. મ્હારી આંખો શું મને છેતરે છે ત્યારે? ના, પણ તું હતી તેની તે ન્હોય, ચંદ્રાવલી! મૂળની જેમ તું નથી દીસતી અને આ ત્હારી કંથા નીચે ચળકે છે શું? (ભુવનેશ્વરીની કંથા તપાસે છે.) અરે, પ્રત્યેક તેની ઘડીઘડીમાંથી પ્રકાશનાં કિરણ કોક અલૌકિક એવું તેજ નિર્ઝરી રહે છે!

[ભુવનેશ્વરીની કંથાને ઉઘાડે છે, અને કમ્મરનો રત્નજડિત કંદોરો નિહાળી રહે છે.]

આ શું ? આ શું ? ચંદ્રાવલી !

[ સારી ય કંથા તે ખુલી રહે છે ને અજબ કો ભાવમાં સ્તબ્ધ બની જાય છે. પછી માથા પરનું ઉપવસ્ત્ર ખસેડે છે. ને ત્યારે તો જાણે આબેહુબ ભુવનેશ્વરીની મૂર્તિ સમી જ સુકુમાર ને સ્નેહાળ તે જણાઈ રહે છે. આ દર્શને તો કોક ન માની શકાય તેવી ચિંતા ને અવાક્ આશ્ચર્ય અધિષ્ઠાત્રી તથા સૌ ટોળે મળેલ મૈયાઓને ચિત્ત છવાઈ રહે છે. બાદ અધિષ્ઠાત્રી કોક નિરાશાજન્ય ભય વડે તેમ શાપિત કોક ભાવના થકી ભુવનેશ્વરીનું મુખ ઢાંકી દે છે ને પૂકારી ઉઠે છે. ]

ઓ પ્રભુ ! ઓ પ્રભુ !

સર્વ મૈયાઓ: ઓ માવડી! ત્હારી મૂર્તિને આણે ચોરી ! બોલ, ચંદ્રાવલી ! હા, તે અનુત્તર છે ! કોક આસુરી વાસનાનો તેનામાં સંચાર થયો છે ! હાય, કોક કારમો પ્રકોપ થઈ રહ્યો છે ! કોક વજ્રપાત હમણાં થઈ રહેશે ! ભ્રષ્ટતા, ભ્રષ્ટતા, ભ્રષ્ટતા !

[ સૌ જ સાધુ બ્હેનો ભયમાં આમતેમ દોડી રહે છે; પણ અધિષ્ઠાત્રી એક હાથને અણસારે તેમને તેમ કરતાં અટકાવે છે ને પુકારે છે. ]

અધિષ્ઠાત્રી: સાંભળો, મારી દીકરીઓ ! ભાગી ન જાવ ! ઉતરનાર દુર્ભાગ્ય સૌ ઉતરી રહો ! સૌ સંગે જ એ અસહ્ય કષ્ટ સહી રહીએ ને પ્રકોપને શમવવા મથીએ !

ધારિણીઃ માવડી મ્હારી, તું ઝાઝી વાર નહીં થોભે ક્યાંય !

વરદાઃ ચાલો વિષ્ણુદાસને જણાવો એ.

ધારિણીઃ હમણાં જ મેં તેમને અહીંથી જતા જોયા.

અધિષ્ઠાત્રીઃ બરાબર છે, જાવ. તમે બન્ને જલદી જાવ. ને તેને બોલાવી લાવો. આપણા કરતાં તે વધારે જાણી શકશે કે દેવના આ પ્રકોપને કેવી રીતે શમવવો તથા દાનવી વિજયનો કઈ રીતે ધ્વંસ કરવો. હાય ! શું બની ગયું ! અનામી કોક ભય નરકદ્વાર ઉઘાડી રહ્યો.

[ ધારિણી તથા વરદા જાય છે. ]

અનુપાઃ ( ભુવનેશ્વરી સમીપ આવી ) ઓ ભ્રષ્ટા !

સંજીવનીઃ ભ્રષ્ટતા ! મૂર્તિમતી ભ્રષ્ટતા !

અમૃતાઃ અસુર ! દાનવ ! શયતાન !

મોહિનીઃ ( ધીમેશથી ને કળકળતે સ્વરે ) ઓ મ્હારી ચંદ્રાવલી ! શું કર્યું તેં ?......

[ આ શબ્દો સૂણતાં ભુવનેશ્વરી તેના પ્રતિ ડોક ફેરવી કોક દિવ્ય અમીભરી દૃષ્ટિ થકી નિહાળી રહે છે. ]

સંજીવનીઃ (મોહિની મૈયાને) તે ત્હારા પ્રત્યે ન્યાળે છે.

અનુપાઃ તે જાણે હમણાં જ જાગી ન હોય તેમ જણાય છે.

મોહિનીઃ કદાચ તમે ન જાણતાં હો—

અધિષ્ઠાત્રીઃ ના, મોહિની, તું તેની સંગે બોલે તે મને નથી પસંદ.

[આ ક્ષણે વિષ્ણુદાસજી મંદિરને દ્વાર દેખાય છે; તેની સંગે ધારિણી તથા વરદામૈયા તથા ભયગ્રસ્ત મંદિરના ગવૈયાઓ ઉભેલ નજરે પડે છે.]

વિષ્ણુદાસઃ પ્રાર્થના જગવી રહો! મૈયાઓ, પ્રાર્થનાને માટે પ્રાર્થના કરી રહો સૌ!

અધિષ્ઠાત્રીઃ (પાયે પડી) પિતા, તમે જાણો છો...

વિષ્ણુદાસઃ (નિષ્ઠુર અવાજે) સાંભળ ચંદ્રાવલી!

[ભુવનેશ્વરી નિઃસ્તબ્ધ રહે છે.]

વિષ્ણુદાસઃ (ફાટે ઘાંટે) ચંદ્રાવલી!

[ભુવનેશ્વરી નિઃશ્લિષ્ટ રહે છે.]

વિષ્ણુદાસઃ (ભયંકર સ્વરે) સાંભળ ચંદ્રાવલી! આ ત્રીજી વખત હું તને જીવન્ત પ્રભુના નામમાં બોલાવું છું–જેનો પ્રકોપ મંદિર ફરતો પ્રસરી રહ્યો છે.

અધિષ્ઠાત્રીઃ તે નથી સાંભળતી!

અમૃતાઃ તે સાંભળવા નથી માગતી!

સંજીવનીઃ હાય! દુઃખની આ તો અવધિ થઈ!

અનુપાઃ પ્રભુ! તું ઉતરી આવ! અમારા પર દયા દાળ!

વિષ્ણુદાસઃ બસ હવે, કંઇ જ શંકા નથી રહી. અસૂર્ય લોકના એ રાજાનો અંધકારભર્યો ગર્વ હવાં મને સમજાઇ રહે છે. (અધિષ્ઠાત્રી તરફ વળી) ચંદ્રાવલીને હું તમને સોંપું છું, ને ઇશ્વિરના નામમાં સખ્તમાં સખ્ત સજા તેને

કરવા તમને ફરમાવી રહું છું. જો, જો, શયતાનની સત્તા થકી ડરી કમી રાખતાં! જાવ, ત્યારે લઇ જાવ આ અપરાધીને અહીંથી ઘસડીને; અને દેવો જેને નમે છે તે સર્વેશ્વરની સમક્ષ એક પછી એક તેનાં વસ્ત્રો તથા અલંકારો તોડી વિછોડી છિન્નભિન્ન કરી રહો. તમારી કેડે બાંધેલ કમ્મરપટાઓના કોયડાઓ બનાવો ને સહસ્ત્ર કોયડા તેના શરીર પર ફટકાવી રહો. હાથ તમારા નિષ્ઠુર થઇ રહો, નિર્દય ને નિર્ઘૃણ બની રહો. દેવની દયા તમને બલ દેશે, તેનો પ્રેમ તમને આશીર્વાદ આપશે! જાવ, મૈયાઓ! જાવ!

[ મૈયાઓ ભુવનેશ્વરીને ઘસડતે ઘસડતે લઈ જાય છે. જ્યારે પોતે એ સર્વની વચમાં શાન્ત ને નિર્વિકાર વર્તે છે. મોહિની મૈયા સિવાય અન્ય સર્વ મૈયાઓએ પોતાના કમ્મરપટાના કોયડા બનાવી દીધા છે. નજીકના એક ખંડમાં સૌ પ્રવેશે છે, ને દ્વાર તેનાં વાસી દે છે. મંદિરની મધ્ય એકલા વિષ્ણુદાસ મૂર્તિશૂન્ય સ્થાનકને પ્રણામ કરતા ઉભે છે. કેટલોક વખત સર્વત્ર મૌન પથરાઈ રહે છે. સહસા કોક અશ્રુત-પૂર્વ સંગીત સારા ય મંદિરને આવરતું ગાજી રહે છે. જાણે દૂર દૂરથી કોક દેવ દેવીઓ તેને ન છેડી રહેતાં હોય એવા સપ્તશતીનાં દેવી સૂક્ત તથા શક્રાદયના મંત્રધ્વનિ સર્વત્ર નર્તી રહે છે. અને તે જ કાળે જે ખંડમાં ભુવનેશ્વરીને સૌ મૈયાઓ લઈ ગયેલ છે ત્યાં સર્વત્ર અનુત્તમ પ્રકાશ ને પુષ્પના વર્ષાદ વર્ષી રહેતા જણાય છે. ચકિત થઈ તેઓ ભુવનેશ્વરીને ત્યાં એકલી રાખી મંદિરમાં ધસી આવે છે, તો

માર્ગમાં–તેમને હાથ ને પગ ને સારૂં ય અંગ ભરી દેતાં પુષ્પો, પુષ્પો ને પુષ્પો ચોપાસ પ્રસરી રહેતાં જણાય છે. છેવટે સૌ વિષ્ણુદાસજી કને આવે છે, તો ત્યાં તેવી જ ઘટના બની રહે છે: અને એ પુષ્પપુંજમાં અન્યોન્યને આશ્લેષી મૈયા-ઓ કોઈક મહાસ્તવન જગવી રહે છે:

"સર્વ મંગલ્ય માંગલ્યે શિવે સર્વાર્થસાધિકે!
શરણ્યે ત્ર્યંબકે ગૌરે સર્વનિધીપ્રશાન્તયો॥
નારાયણી નમોસ્તુતે॥" ]

વિષ્ણુદાસ: (ઉત્સાહમાં) ચમત્કાર, ચમત્કાર, ચમત્કાર! પિતા, ઓ પિતા! હું અંધ છું! પિતા, ઓ પિતા! ઓ મારા તાત! ચમત્કાર!...ગાઓ, બસ ગાઈ રહો! ઉંડેરાં સ્તવનગીત, ભવ્ય, દિવ્ય અર્થવતી દેવ ઋચા જગવી રહો! ખરેખર, પ્રભુ આપણી પાસે છે! હાજરાહજુર છે! દિવ્યતાનાં દ્વાર ઉઘડયાં છે! દેવદૂતો આપણને વધાવે છે, ને પુષ્પના સમૂહ આપણી આસપાસ ઘુમી રહ્યા છે! સ્તવનગીત! દેવઋચા! ચંદ્રાવલી! પુણ્યપવિત્ર ચંદ્રાવલી મૈયા! અરે ઘંટનાદ ગજવી રહો! અહો! પુણ્યપુનિતા ચંદ્રાવલી મૈયા! અહો! પતિતપાવની ચંદ્રાવલી મૈયા!

અમૃતા: મેં તેના પરમ પવિત્ર વસ્ત્રોને સ્પર્શવા ઇચ્છયું પછી—

મોહિની: (સૌના કરતાં અજબ પુષ્પપરિધાને શોભતી) ઓહો! માની અખંડજ્યોત બોલી ઉઠી! તેજનાં તેનાં કિરણેકિરણ અજબ ચમત્કાર પ્રકટી રહ્યાં!

ધારિણી: દિવાલે રંગેલ સન્તો, મહન્તો ને મુનિવરનાં ચિત્રો આપણા સન્મુખ ન્યાળતાં મેં નીરખ્યાં!

અનુપાઃ અને ભક્તજનોને તેને પ્રણમતા, સુયુત કરે સ્તવતા મેં ન્યાળ્યા!

મોહિનીઃ સાથે સ્તંભેસ્તંભમાં કોરેલ દેવદેવીની મૂર્તિઓ તેને પાય પડતી હું પેખી રહી!

વરદાઃ ઈન્દ્ર ને વરૂણ, અગ્નિ, વાયુ, સૌ જ તેના સમીપ ઢળતા મેં નીરખ્યા!

અનુપાઃ (ગુલાબના જાડા હાર હલાવતી) અને જીવન્ત ગુલાબો તેને બંધમુક્ત કરી રહ્યાં!

સંજીવનીઃ (ભારવતા કમળનાળને હલાવતી) સાટકાઓ સૌ ચમત્કારી દિવ્ય કમળો રૂપે પ્રફુલ્લી રહ્યા!

અધિષ્ઠાત્રીઃ પિતા, ઓ મારા પિતા! હું પાપી બની! ચંદ્રાવલી મૈયા પવિત્ર છે—પવિત્ર છે...

વિષ્ણુદાસઃ હા, મારી પુત્રીઓ! અને હું ય પાપી બન્યો! અકલ એવા ઇશ્વરી રાહ જોયા! ગહન એવી તેની ગતી પેખી!

[ એવે મંદિર બ્હારનું દ્વાર ખખડે છે, ને પુનઃ માનવ સ્વરૂપે ચંદ્રાવલીની કંથા તથા માથાનું ઉપવસ્ત્ર ધારી ભુવનેશ્વરી પધારે છે. ને સર્વ મૈયાઓ જ્યાં નમન નમી રહેલ છે, તેની સમીપ જીવન્ત પુષ્પના ઢગ પર નિરવ પગલે ચાલી રહે છે. આજ કાળે મંદિરમાં ત્રણ યાત્રાળુઓ–ગરીબ, વૃદ્ધ તથા શ્રમિત એવા યાત્રાળુઓ—પ્રવેશે છેઃ તેમને નમન નમી સમૌન તેમના પર તે દેવજળ-પુણ્યોદક છાંટી રહે છે. ]

# અંક ત્રીજો.

[ પહેલા અંકની જેમ મંદિરને ગર્ભદ્વાર ઉચ્ચાસને જગદંબા ભુવનેશ્વરીની મૂર્તિ સોજ્જ્વલ દીપી રહી છે દ્વાર ખુલ્લા છે, ને અખંડજ્યોત જેમની તેમ ઝગી રહી છે. ગરીબોને દેવાની વસ્ત્રછાબ પણ પાસે છે, તેમ ચંદ્રાવલીનાં જીર્ણ વસ્ત્રો ય આસન નીચે મૂળના ઘડીમાં વાળેલાં દીસે છે. શિયાળાનું એક સ્હવાર પ્રકટે છે; ત્રણના ઘંટાનાદ સૂણાય છે, ને ત્રીજે નાદે ન ઓળખી શકાય તેવા કંગાલ હાલતમાં ચંદ્રાવલી મંદિરને દ્વાર પ્રવેશતી દેખાય છે—એની ફિક્કી આંખમાં ઉંડી ને અખૂટ ચિંતા ભરી દીસે છે. ને સૂની તથા મૃત્યુને શોધતી તેની નજર માજીની મૂર્તિ ફરતી ઢળી રહે છે. ]

ચંદ્રાવલીઃ મા, ઓ માવડી! મને હવાં અહીંથી ન હાંકી કાઢીશ. સારા સંસારમાં તું જ એક મ્હારૂં અશરણનું શરણ છે......એકદા મને ત્હારે દ્વાર પુનઃ આવવાની અભિલાષા હતી, ને આજ મોડી મોડી, મીંચાતી મ્હારી આંખોમાં પણ હું, ત્હારી સમક્ષ આવી રહી છું. જનની! તું કાં હસતી નથી દીસતી? ને જો, હું પ્રાર્થના ય સૌ વીસરી ગઈ છું! એટએટલાં અશ્રુઓ મેં ખેર્યાં છે કે હવે પુનઃ રડવાની હિંમતે મ્હારી હરાઈ ગઇ છે. માફ કર, માફ કર મને. કેવાંક માનવીના પ્રેમ, કેવાંક તેમનાં સુખ, ને

પરિણામે કેવાંક તેનાં પાપ,—એ સર્વને વટાવીને આજ વીસ વર્ષો પછી હું ત્હારા સન્મુખ ઉભી છું. કંઇ જ મ્હારે હવાં નથી માગવું—માગવાનો મ્હારો કાળ વીતી ગયો હવાં; ને ત્હારાં દાન ઝીલવાની ય મ્હારી શક્તિ જતી રહી. હું તો માત્ર ત્હારા આ પવિત્ર દ્વારમાં મરણને શોધતી આવી છું! જો, સૌ એ મ્હારી બ્હેનો—મ્હારી વ્હાલેરી મૈયાઓ—મને તેમ કરવા રજા દઈ રહે તો! હાય! તેમને ય મ્હારી દુષ્ટતા તથા દુઃખની ખબર પડી હોવી જોઇએ. નહીં પડી હોય તો હું સઘળું તેમને જણાવીશ. (પોતાની આસપાસ જોઈ) પણ એકલી કાં અહીં હું? સારૂં ય આ દેવગૃહ જાણે મ્હારાં પાપોએ મનુષ્યસૂનું કરી નાખ્યું હોય તેમ કાં દીસે છે?—અને મ્હારી જગા કોઈએ ય પૂરી નથી દીસતી તે શું? પણ આ ચાચર તો જેમનો તેમ ઝગે છે, તથા પ્રભાતી ઘંટાનાદ પણ જેમના તેમજ થઈ રહ્યા! દિવસ ઉગે છે, ને કોઈજ દેખાતું નથી! (પોતાનાં વસ્ત્રો આસન નીચે જેમનાં તેમ જોઈ) પણ આ શું? (વસ્ત્ર ઉપાડી) આ વસ્ત્રો તો મ્હારાં! મ્હારાં પૂર્વજીવનનાં! ને તે અરસામાં તો કેટકેટલા ભવ વીતી ગયા? (કંથા ધારણ કરતી) અરે, આ તો સાવ મને મોટી પડે છે અત્યારે, ને લાંબી ય! જ્યારે હું સુખી હતી, ત્યારે તો તે મને બરાબર આવી જતી. (માથાનું વસ્ત્ર લેતી) અને આ યે તેટલું જ લાંબું! ખરેખર, મ્હારા મરણકાળને બરાબર અનુરૂપ! (પુનઃ એ પોતાનાં વસ્ત્રો ધારણ કરે છે, એવે બ્હાર કોઈ પગલાંનો અવાજ સૂણાય છે) અરે, શું સાંભળું છું હું? બ્હેનો—મૈયાઓ સૌ મંદિરમાં પ્રવેશે છે! હાય, હાય, કેવીક આ કારમી દશામાં મને તેઓ જોઇ રહેશે? કેવી રીતે મને તેઓ સ્વીકારી રહેશે? મા, માવડી, દયા કર! ક્ષમા કર! સારી ય

દિવાલો મને દાબી દેતી, સારી ય જ્યોત મને રૂંધતી જણાય છે! ને પત્થરેપત્થર મ્હારી શરમના પડધા પાડતા સૂણાય છે! હાય, હાય, હાય!

[ ભુવનેશ્વરીને પદપદ્મે તે મૂર્છિત અવસ્થામાં ઢળી પડે છે, એવે અધિષ્ઠાત્રી તથા અન્ય મૈયાઓ મંદિરમાં દાખલ થાય છે, ને સંચિત ને સભય બેભાન ચંદ્રાવલીની આસપાસ તેઓ ટોળે મળી રહે છે. ]

અધિષ્ઠાત્રી: હાય, ચંદ્રાવલી ગુજરી ગઈ શું?

ધારિણી: દેવે દીધેલ તે દેવે પાછી બોલાવી લીધી!

વરદા: તેનો મુગટ ગુંથાઈ ગયો ને દેવદૂતોએ તેને આહ્વી.

મોહિની: ( ચંદ્રાવલીનું માથું ધીમેથી ઉપાડતી ને તેને પવિત્ર ભાવે ચૂમતી ) ના, ના, તે નથી ગુજરી ગઈ: તે કંપે છે; તેના શ્વાસોચ્છ્વાસ ચાલે છે.

અધિષ્ઠાત્રી: પણ જુવો, જુવો, કેટલી બધી ફિક્કી પડી ગઈ છે! કેટકેટલી પાતળી થઈ ગઈ છે!

ધારિણી: જાણે એક રાતમાં દશ વર્ષ જેટલી વૃદ્ધા ન થઈ હોય!

વરદા: છેક સ્હવાર સુધી તેણે અતિશય સહ્યું હોવું જોઇએ!

ધારિણી: અને સાવ એકલી, સારા ય દેવસમૂહની સામે, નહીં?

મોહિની: ગઈ કાલે રાતે તે ઘણું ઘણું સહતી જણાતી. તે ધ્રુજતી ને રડતી; ને તે દિનના પુષ્પચમત્કાર પછી તેની આંખોમાં કોક વિરલ પ્રકાશ રમતો, તે ત્યાં ન્હોતો જણાતો. મેં કહ્યું: "આજની રાત તું થોભ. ને મને અહીં રહેવા દે." તેણે કહ્યું: "ના, દેવના સન્તના આવતાં સુધી હું જ થોભીશ."

અમૃતા: કોણ એ સન્ત?

[એવે અધિષ્ઠાત્રીની દૃષ્ટિ ઉચ્ચ આસન પર પડે છે, ને ત્યાં ભુવનેશ્વરીની મૂર્તિ પ્રથમની જેમ પ્રસ્થાપિત થયેલ તે જુવે છે. મૈયાઓય તે સુભગ દર્શન ઝીલી રહે છે.]

મૈયાઓ: દેવી આવી! માવડી પાછી પધારી! એનો એ જ મુગટ, એનો એ જ રત્નસમૂહ, એનાં એ જ દેદિપ્યમાન વસ્ત્રો, ને એની એજ અમૃતમીઠી દૃષ્ટિ! દેવને દ્વાર થકી જગદંબા આવી!

મોહિની: (જે અત્યારસુધી ચંદ્રાવલીનું મસ્તક ખોળામાં ધરી રહી છે) અરે, આમ આવો, જુવો–તેના હૃદયના ધબકારા હવાં નથી સૂણાતા! આવો! (સૌ જ મૈયાઓ ફરી ચંદ્રાવલી ફરતી ટોળે મળે છે.)

ધારિણી: આજને અનુત્તમ દિવસે તું ત્હારી બ્હેનોને તજી ન જા, ચંદ્રાવલી!

વરદા: ભુવનેશ્વરી, જો, ત્હારા પર સ્મિત વર્ષે છે! તે તને કંઇક સુભગવાણુ સૂણવી રહે છે!

મોહિની: હાય, તે કાંઇ જ હવાં નથી સાંભળતી ! દર્દ તેનું ભારે છે......

ધારિણી: ચાલો, જોડેના ખંડમાં તેને પથારીમાં સુવાડીએ...

મોહિની: ના, અહિં જ જગદંબાને પદે જ છો રહી તે. તે જ તેને ચાહે છે, ને તે જ નિજ ચમત્કાર દ્વારા સુરક્ષે છે.

[ માતાને પદે પથારી કરી સૌ મૈયાઓ ચંદ્રાવલીને તેમાં સુવાડે છે. ]

ધારિણી: તેના શ્વાસોશ્વાસ બંધ થયા–તેની કંથા તથા ઉપવસ્ત્ર અળગાં કરો હવે.

[ તેમ થતાં ચંદ્રાવલીને ફાટયાંતૂટયાં વસ્ત્રોમાં તેઓ જુવે છે. ]

વરદા: માવડી મારી ! આ ધાગા જોયા તેના ?

અમૃતા: હાય, શિયાળાની ઠંડીમાં તે સાવ ગળી ગઈ છે !

ધારિણી: ને તેના વાળ સાવ ધોળા થઇ ગયા છે !

વરદા: ને તેના પગ માર્ગના કાદવ ને કિચ્ચડથી મલિન થયા છે !

અધિષ્ઠાત્રી: કશું જ ન બોલશો, દીકરીઓ ! માત્ર તેની સુશ્રુષા જ કર્યે જાવ ! એ પુણ્યે કંઈ ઓછું નથી ! જુવો, જુવો ! છાતી તેની ધડકે છે ! ને આંખો ઉઘડતી જણાય છે !

[ ચંદ્રાવલી આંખો ઉઘાડે છે, માથું જરાક ફેરવે છે, ને આસપાસ ન્યાળી રહે છે. ]

ચંદ્રાવલીઃ (સ્વપ્નમાંથી જાગતી ન હોય તેમ ચકિત, કોક દૂરના અવાજે તે બોલે છે) જ્યારે તેઓ મરી ગયાં—મારાં બાળકો—જ્યારે તેઓ મરી ગયાં......પણ શા માટે તમે હસો છો? તેઓ તો ભૂખમરાથી મરી ગયાં હતાં......

અધિષ્ઠાત્રીઃ અમે નથી હસતાં, તને શુદ્ધિમાં આવતી જોઇ અમે પ્રસન્નતા દાખીએ છીએ.

ચંદ્રાવલીઃ હું—હું શુદ્ધિમાં આવું છું? (જાણે સર્વને ઓળખતી ન હોય તેવા ભાવે) હા, મને યાદ છે, અતીવ દુઃખે વીંધાયલી હું અહીં આવી રહી છું. મારા પ્રતિ ભયની નજરે ન જોશો. જગતમાં હું જઈ આવી, ત્યાંનાં કલંક તથા શાપ માથે વ્હોરી આવી. આત્મા તથા શરીર બન્ને વેચી આવી. હું જાણું છું, મારા જેવી ભ્રષ્ટાને માટે આ પવિત્ર સ્થાન નથી. પણ તમે, હા—તમે સૌ હજી ય મને અહીં રહેવા દો છો તે જ તમારી સજ્જનતા છે, મારા પ્રત્યેની તમારી મમતા છે—માયા છે. હાય! મને અહીં શેં સુવાડી છે,—આવી પ્રાણની શ્વેત કિરણમાળ સમી સ્વચ્છ શૈય્યા પર? પાપનિમગ્ન હું, તેને માટે તે આવું કુળું ને સલુણું બિછાનું હોય? પણ તમે કાં મને કોઇ ઠપકો સુદ્ધાંતે નથી દેતાં? એક ખારી દૃષ્ટિ સુદ્ધાંતે મારા તરફ નથી ફેંકતાં? ઉલટું કોક કરૂણતાની લાગણીભર્યું રૂદન તમારે હૈયે ને નેત્રે વહે છે તે હું જોઇ રહું છું. મને લાગે છે, તમે મને નથી ઓળખી શકયાં હજી...

અધિષ્ઠાત્રીઃ (ચંદ્રાવલીના હાથ ચૂમી) અરે, પણ, અમે તને શેં ન ઓળખીએ? તને, દેવની પનોતી દીકરીને, સન્તશિરોમણી અમારી વ્હાલેરી ચંદ્રાવલીને શેં ન ઓળખીએ?

ચંદ્રાવલી: (ભયથી) અરે, ન ચૂમતાં મારા હાથ–અનેક નારકી કૃત્યોમાં બોળાયલા મારા હાથ......

ધારિણી: (તેના પાય ચૂમતી) દેવને દ્વાર થકી ઉતરી આવેલ, ઓ પુણ્યાત્મન્!

ચંદ્રાવલી: પાપના અનેક ગર્ત્તમાં પડેલ એ પાય ન ચૂમશો–ન ચૂમશો!

મોહિની: (તેનું કપાળ ચૂમી) અજબ ચમત્કાર ઝગ્યું તારૂં શુચિ લલાટ હું ચૂમું છું, ચંદ્રાવલી!

ચંદ્રાવલી: (બે હાથમાં મુખ ઢાંકી દેતી) આ શું કરો છો તમે બધાં? હું પાપિણીને ન ઘટે, ન ઘટે આ સર્વ સુશ્રુષા ને આવાં સમભાવનાનાં વચનો અને ઓ મારી મોહિની મૈયા—

મોહિની: આ રહી હું, ચંદ્રાવલી, તું જેને સદૈવ ચાહે છે તે.

ચંદ્રાવલી: પચ્ચીસ વર્ષ પૂર્વે એકદા મેં તને કહેલ કે હું દુ:ખી છું, નહીં?

મોહિની: પચ્ચીસ વર્ષ પૂર્વે આપણુ સૌ મૈયાઓમાં દેવે તને ચુંટી કાઢેલ.

ચંદ્રાવલી: આમ કહેતાં તમારા સ્વરમાં નાનીશી ખારાશની કણિ સુદ્ધાંતે હું નથી જોઈ શકતી તેનું કારણ શું? મને લાગે છે, તમે બધાં છેતરાવ છો. તમે જાણો છો, હું ચંદ્રાવલી છું તે?

અધિષ્ઠાત્રી: હા, હા, અમે તને પૂરેપૂરી ઓળખીએ છીએ—અમારી પરમ પવિત્ર દેવકુંવરી ચંદ્રાવલીને.

ચંદ્રાવલી: ઓ યોગિની માતા! અને ઓ ધારિણી! તમે સૌ...હા, તમે...

ધારિણી: હા, હા.

ચંદ્રાવલી: અને ઓ વરદા મૈયા!

વરદા: (હસીને) હું જ, પુષ્પસમૂહ થકી છલકતા ખંડમાંથી પહેલી બ્હાર આવી હતી તે.

ચંદ્રાવલી: અને તમે કોઇ જ કશા દુઃખમાં, કશી ગ્લાનીમાં ન હતાં? તમે સૌ જ મારાથી નાના દીસો છો. હું જ ઘરડી થઈ છું, નહિં?

અધિષ્ઠાત્રી: એ તો ત્હારા પર દેવના પરમ પ્રેમનો ભાર બેટા, તેથી.

ચંદ્રાવલી: ના, યોગિની મા. એ તો મનુષ્યનો પ્રેમ ને તેનો ભાર હૈયાને કકળાવતો ને પ્રાણને રૂંધતો. તમે સૌ જ મને માફી બક્ષી રહ્યાં છો!

અધિષ્ઠાત્રી: (તેને પાયે પડી): જો કોઇને જ માફીની જરૂર હોય તો તે મને છે, તારે પાયે આ ઢળી રહી છે તેને, ઓ પ્રભુની પનોતી પુત્રી!

ચંદ્રાવલી: પણ મારાં કૃત્યો વિષે તમે કશું કાંઈ જાણો છો?

અધિષ્ઠાત્રી: પરમ અમાનુષી ને અલૌકિક એવું તારૂં ભવ્યદિવ્ય દૃષ્ટ તો તે દિવસનું દીકરી, જે વારે સારા ય આ મંદિરને ખંડખંડ ફૂલના ઢગ પથરાઇ રહ્યા હતા.

ચંદ્રાવલીઃ પણ હું તો એક રાતે રાજકુમાર જયન્ત સાથે અહીંથી ભાગી ગઇ હતી, તે તમે નથી જાણતાં?

અધિષ્ઠાત્રીઃ શું કહે છ, બેટા, કોની વાત કર છ તું?

ચંદ્રાવલીઃ મારી, મારી! માતાજી! તમે નથી સમજી શકતાં? પચીસ વર્ષ પૂર્વે હું અહીંથી તેની સંગે નાસી ગયેલ, ને ત્રણ મહિના ય પૂરા ન થયા ત્યાં તો તેનો પ્રેમ મારા પ્રત્યેથી ઓસરી ગયો. પછી સારી ય શરમ મેં ત્યજી, સાથે બુદ્ધિ ને આશા ય વણસાડયાં; ને નીતિઅનીતિની સૌ પાળો ય વટાવી રહી. દેવભાવ થકી વિખુટું પડેલ શરીર એમ કેટકેટલાને ય મેં વેચ્યું ને તેમાં મેં રસ માણ્યો! હાય, કેટકેટલી હું નીચે ગઈ! પાપ સ્વયં મારાથી ત્રાસી ઉઠે એવાં સૌ પગલાં મેં ભર્યાં, સૌ દુષ્ટતાઓ સેવી, સૌ ભ્રષ્ટતા મેં માર્ગ કરી!

અધિષ્ઠાત્રીઃ (ચંદ્રાવલીને ઓઠ નમ્રતાથી પોતાનો હાથ મૂકી) બેટા ચંદ્રા, આ તો કોક વિપરીત છાયા તને પ્રલોભનમાં ઘેરી રહી દીસે છે; આવું મા બોલ. કોક કારમું દર્દ તને આ સૌ બોલાવી રહ્યું છે.

ધારિણીઃ અતિ—અતિ તે શ્રમિત થઈ ગઈ છે. ચમત્કાર વડે તેની હામ હરાઈ ગઈ દીસે છે.

વરદાઃ અને અતિશય ઈશ્વરી કૃપા તેને મુંઝવતી જણાય છે.

મોહિનીઃ સ્વર્ગીય વાતાવરણ તેના પરમ ભાર નીચે તેને દાબી દેતું લાગે છે.

ચંદ્રાવલી: (અધિષ્ઠાત્રીનો હાથ ખસેડી ઉઠવા મથતી) ના, ના, હું લવતી નથી. સન્નિપાત ન્હોય આ. તેમ ન્હોય આ દૈવી વાતાવરણનો ભાર. આ તો પૃથ્વીની સૌ અતિ પાર્થિવ પ્રતીતિઓ હું તમને દાખી રહી છું. પણ તમે સૌ કેટલાં ભલાં છો, કેટલાં ભોળાં છો, જાણે કશું ન જાણતા હો તેવાં! સાચે જ તમે આ મંદિરને એકાન્ત નિરંતર પ્રાર્થન નિમગ્ન, નિરંતર ભક્તિભાવમાં લીન વસો છો; તમને મંદિર બહારનાં કષ્ટ તથા દુષ્ટતાની કયાંથી જાણ હોય? ત્યાં તો બાકી દાનવો ને અસુરોની આણ નિરંકુશ વર્તી રહી છે—જેમાં શરીર ને પ્રાણ, ને છેવટે કંઇ નહીં તો મલિન એવા મારા આ હાથ પણ, મેં પાપજળમાં ડૂબવ્યાં છે.

અધિષ્ઠાત્રી: (ચંદ્રાવલીને કપાળેથી પરસેવાનાં બિંદુ લુછતી) દેવના દૂત હવાં અંતની વેળાએ તારી શૈય્યા ફરતા વિલસી રહો, ને સત્‌ને, જ્યોતિને ને અમૃતને પંથ, તને પાઠવી રહો!

ચંદ્રાવલી: આહ! દેવના દૂતો! વ્હા, વ્હા! કયાં છે તે? બતાવો, બતાવો મને. શું કરે છે તેઓ? મેં ન કહ્યું તમને, કે ત્રણ ત્રણ દેવઅતિથિઓ મારે આંગણે ઉતરી આવેલ, ને તે ત્રણે હું પાપિણીને નીરખી પાછા દેવધામ ચાલ્યા ગયા! અને એક ચોથાને તો મેં એક રાતે મારા ઉન્માદભર્યા આવેશમાં હણ્યો! અને તે પછી ઘણું ય બીજા જન્મવાને ઝંખતા, પણ મેં તેમને ન જન્મવા દીધા. છતાં ય સૂર્ય ને તારાઓ જેમના તેમ પ્રકાશી રહ્યા, ન્યાય કયાં લપ્પાઇને સૂઈ ગયો, અને ઘોરતમ પાપના કરનારાંઓ માત્ર સુખમત્ત જીવી રહ્યાં.

અધિષ્ઠાત્રીઃ મોટમોટા સન્તોને માટે અંતિમ આ ઘડી હમેશ અતિ વિકટ વિગ્રહની હોય છે.

મોહિનીઃ નારકી અગ્નિ પોતાની જ્વાલા વૃથા આમ સ્વર્ગને દ્વાર ઠાલવી રહે છે.

ચંદ્રાવલીઃ (થાકથી પાછી પથારીમાં પડી) મારે શી દરકાર છે હવાં—ફાવે તેમ તમે કરી રહો. મારે ઘણું ઘણું તમને કહેવું હતું, પણ શક્તિ નથી રહી. ગળે ડચુરા ભરાઈ ગયા છે......

મોહિનીઃ દેવેન્દ્રો તેને વહતા દીસે છે.

વરદાઃ પુનઃ પાછી શાંતિ પ્રકટે છે.

અધિષ્ઠાત્રીઃ મલિન સ્વપ્ન નિર્મૂળ થયું. હસ, બેટા, હસ હવાં. કોક આસુરી અવાજ તારે મુખ ઉતરી આવી એ બધું દુષ્ટ કથન કથી ગયો, મારી પવિત્ર ચંદ્રા !

ચંદ્રાવલીઃ ના, ના, મારો જ તે અવાજ હતો. હું જ તે સૌ બોલેલ.

અધિષ્ઠાત્રીઃ માન, ચોક્કસ માન, મારી અપાપ વિશુદ્ધ દીકરી ! ન્હોતો, ન્હોતો, તારો એ અવાજ–શુધ્ધ સત્ય ને સાત્વિક, સાંત્વનો, સ્નેહાંજનો ને સંજીવનો, કુમળો ને દેવભાવભીનો, સર્વ ભક્તજનોને આશ્વાસતો ને માવડીના આરાધનમાં નિત્ય નિરંતર રક્ત.

મોહિનીઃ નચિંત રહે, બ્હેનાં, નચિંત રહે. કશા જ ભયનું તારે કારણ નથી. પ્રેમ, પ્રાર્થના, ને નિર્દોષ સમભાવનાગુંથ્યો કીર્તિકિરિટ તારે માટે ગુંથાઈ રહ્યો છે.

ચંદ્રાવલીઃ ભુવનેશ્વરીને આ મંદિરને ઉંબરેથી ઉતરી જગતને આંગણુ મેં પગ માંડયો ત્યારથી તે અત્યાર સુધી એક પણ ઘડી મારી પામર પાપ થકી વિમુખ નથી વીતી.

અધિષ્ઠાત્રીઃ દીકરી, ચંદ્રા! પ્રભુની પ્રાર્થનામાં રત થઈ રહે. બેટા, અતીવ પવિત્ર તું છે, છતાં કોક દાનવી રિપુ તને અત્યારે આમ છળી રહેતો દીસે છે; ને ગમે તેવું અણ-ઘટતું સર્વ તારી કને બોલાવી રહે છે. આજ લગભગ ત્રીસ ત્રીસ વર્ષ થયાં અહીં જ તું અવિરત તારી સેવા કર્યે ગઈ છું—મારી, અમારી, સર્વની સગી આંખે તને પ્રાર્થનક્રિયા-ઓ કરતાં હંમેશ નીરખી છે. ને ખુદ ઇશ્વરના દરબારમાં ય મને કોઇ પૂછે તો આ જ એક ઉત્તર આપી રહું. જગત્માં નિરંકુશ ઘુમતાં પાપ ને પામરતાની કથા જે તું કથે છે તેથી તો તું સાવ અજ્ઞાત છે, કારણ કદી ય તેં આ માઙને મંદિરને ઉમ્બરેથી અળગો પગ નથી કર્યો......

ચંદ્રાવલીઃ કદી ય હું અળગી થઈ જ નથી અહીંથી? અરે, શું કહો છો તમે? મારાથી તો એ વિચારાતું સુદ્ધાંતે નથી! હાય, કેટકેટલાં વર્ષો વીતી ગયાં તેને આજ! અને આ અંતની પળ આવી ચુકી! પણ તમે મને સાચું કહો, કે આ સૌ મને ક્ષમા–દાન દેતું તમારૂં મારી પ્રત્યેનું વર્ત્તન છે, કે જાણી જોઇને પોતાને છેતરતું?

અધિષ્ઠાત્રીઃ કોઇ જ કોઇને નથી છેતરતું, તેમ નથી કોઇને ક્ષમાદાન દેતું. કેવળ સત્ય, સત્ય, ને સત્ય જ અમે તને સુણવી રહ્યાં છીએ. નિત્યનિત્ય આજના દિન સુધી અમે બરાબર સવારના ત્રણને ટકોરેથી તે સારા ય દિનભર તારી સકળે નિયત ક્રિયાઓમાં તને સુરક્ત નીરખી છે.

ચંદ્રાવલી: હેં, ખરેખર ? તો મને કહો, સાચે સાચું કહો, ઈશ્વરના સન્મુખ ને અંતની આ વેળાએ મને સાચું કહો કે પચીસ વર્ષ પૂર્વે એક સવારે મંદિરનાં દ્વાર ફટ્ટાર ઉઘાડાં મૂકી મારી કંથા તથા ઉપરણું અહીં માળીને પદે મૂકી હું ચાલી નીકળી, ત્યારથી તે આજ સુધી તમે શું કર્યું ?

અધિષ્ઠાત્રી: બેટા, એ પચીસ વર્ષ પર તો અહીં આ મંદિરના મંડપમાં દેવે પુષ્પનો પરમ ચમત્કાર દાખવેલ ને તે દિવસે તને તેણે પોતાની પરમ વ્હાલેરી પુત્રીરૂપે અહીં નિયત કરેલ. ભુવનેશ્વરી તે કાલે દેવને દ્વાર સિધાવેલ; ને તેનાં ભવ્યદિવ્ય વસ્ત્રો તથા તેનો સુવર્ણો મુકુટ તને વિભૂષિત કરી રહેલ ને તે દિવસથી તેં જ, હા, તેં જ, તેમનું સ્થાન વહેલ.

ચંદ્રાવલી: પણ મારે સ્થાને કોણ નિયત થયેલ ?

અધિષ્ઠાત્રી: કેમ, તારૂં સ્થાન કોણ લે, વારૂ ? તું તો અહીં જ હતી ને ?

ચંદ્રાવલી: અહીંજ ? દરરોજ ? તમારા ભેગી ? સદૈવ હરતી ફરતી ને પ્રાર્થતી ?

અધિષ્ઠાત્રી: હા, શી શંકા બેટા ?

ચંદ્રાવલી: મને લાગે છે, મૃત્યુ મારા પ્રત્યે કોક અજબ માયાળુતા દર્શાવી રહ્યું છે. આથી તમે જે કહો છો તે હું સ્વીકારી રહું છું, એક હરફે આડો નથી પુકારતી, ને તેમ કરવાની મારી શક્તિ ય હવાં નથી રહી. આમ છતાં આટલું તો કહી શકું છું કે સમય હવાં બદલાયો છે. ભૂતકાળમાં લોક સામાંનાં દુ:ખ ને દર્દ અવગણતા, પાપમાં પડેલને શાપી રહેતાં, પણ હવાં-હવાં ક્ષમાભાવે સૌ

પિછાની રહેતાં લાગે છે. માતા યોગિની! અને આ મારી મોહિની મૈયા! દો, તમારા હાથ મારા હાથમાં મુકો. ને કહેવાનું જે હોય તે અન્ય બ્હેનોને કહી રહો. મારાથી હવાં નથી બોલાતું, મારા હોઠ હવાં ધ્રુજે છે......અને અન્તે અહીં જગજ્જનનીને પુનિત પદપદ્મે ને તમારી સર્વની સુશ્રુષા ને સ્નેહાળતા ઝીલતે ઝીલતે પરમ પ્રેમ તથા દયા-ભાવને પુણ્યતમ ખોળે હું હવાં નીંદરૂં છું......

[ મૌન ]

મોહિની: તે નીંદરે છે.

અધિષ્ઠાત્રી: પ્રાર્થનધ્વનિ ગજવી રહો, દીકરીઓ! દેવ ને દેવીના વિરલ જયકાર જગવી રહો, મૈયાઓ!

[ ચંદ્રાવલીની શૈય્યાની આસપાસ સૌ મૈયાઓ અનુત્તમ દેવભાવનામાં લીન થઈ રહે છે. ]

પડદો પડે છે

બેલ્જીયન નાટયકાર મેટર્લિંકના "L'Intruse" નામના ફ્રેંચ નાટય પરથી.

## પાત્રો.

અંધ દાદા

પિતા

કાકા

ત્રણ પુત્રીઓ

ધર્મની બહેન

નોકર

**કાળઃ**—વર્તમાન.

**સ્થળઃ**—જૂનું ગામડાનું મકાન, ને તેનો ઝાંખા પ્રકાશવાળો ખંડ.

ત્રણ પુત્રીઓ: અહીં આવો દાદાજી. આ બત્તીનીચે બેસો.

દાદા: આજ કંઈ મને અહીં ઝાઝો પ્રકાશ નથી જણાતો.

પિતા: ચોગાનમાં જશું બહાર, કે અહીં જ આ ખંડમાં રહીશું ?

કાકા: અહીં જ રહેવું ઠીક છે. સારૂંય આ અઠવાડીઉં એકધારો વર્ષાદ વર્ષ્યાં કર્યો છે, અને રાત્રિઓ સૌ ભેજવતી ને ઠંડી છે.

મોટી પુત્રી: તોય તારાઓ પ્રકાશે છે.

કાકા: હા ! તારાઓ–તેમાં શું ?

દાદા: અહીં જ રહેવું ઠીક છે. કોણ જાણે છે ઘડીકમાં શુંયે થાય !

પિતા: ચિંતાનું હવાં કંઈ કારણ નથી. ભય જતો રહ્યો હવે, અને તે બચી ગઈ.

દાદા: હું ધારૂં છું, તેને ઠીક નથી.

પિતા: એમ કેમ કહો છો જે ?

દાદા: મેં તેને બોલતાં સાંભળી.

પિતા: પણ વૈદ્ય કહે છે કે નચિંત રહો.

કાકા: તને નથી ખબર તારા સસરાને નકામા સૌને ગભરાવવાની ટેવ છે તે ?

દાદા: તમે જેમ આ વસ્તુસ્થિતિને જુઓ છો, તેમ હું નથી જોતો.

કાકા: ત્યારે અમે, જેઓ જોઈએ છીએ, તેના કહ્યા પર તમારે ભરોંસો રાખવો જોઇએ. બપોરે તો તેને તદ્દન સારૂં હતું. અત્યારે તે શાંતિથી નીંદરે છે; અને સુભાગ્યે આટલે લાંબે દિવસે મળેલી આજની શાંત સાંજ નાહકની ચિંતામાં ગાળવી અમે નથી ઇચ્છતાં એટલું જ નહીં, પણ જરા ભય વિના આજ થોડુંક હસીએ તોય અમને વાંધા જેવું નથી લાગતું.

પિતા: ખરૂં છે; ભયંકર એ પ્રસૂતિના દિન પછી આજ પહેલી વખત જ શાંતિથી સૌ કુટુંબ બેઠું છે.

કાકા: એક વેળ માંદગી ઘરમાં પ્રવેશી કે જાણે આખા કુટુંબમાં કોઇક અજાણ્યું આવી ન વસ્યું હોય એમ લાગ્યા કરે છે.

પિતા: ઉપરાંત ઘરનાં માણસો શિવાય બીજા પર ભરોંસોય ન રાખી શકાય.

કાકા: ખરૂં છે.

દાદા: મારી ગરિબડી દીકરીને કેમ આજ હું ન જોઈ શકયો ?

પિતા: તમે નથી જાણતા કે વૈદ્યે તેની ના પાડી છે ?

દાદા: શું ધારવું તેની મને સમજ નથી પડતી.

કાકા: વ્યર્થ છે આમ ચિંતા કરવી તે.

દાદા: ( ડાબી બાજુના બારણા તરફ આંગળી કરી ) આપણને તે સાંભળી શકતી નથી ને ?

પિતા: આપણે સૌ ધીમે ધીમે બોલીએ છીએ; ઉપરાંત, બારણું સજ્જડ બંધ છે, અને ધર્મની બહેન તેની કને છે. આપણે બોલવે તેને અડચણ પડતી હશે તો તે જરૂર આપણને ચેતવશે.

દાદા: (જમણી બાજુના બારણા તરફ આંગળી કરી) તે યે આપણને નથી સાંભળતો ને ?

પિતા: ના, ના.

દાદા: તે ય નીંદરે છે ?

પિતા: હું એમ ધારું છું.

દાદા: કોકે જઈને જોવું જોઈએ છે.

કાકા: તારી પત્ની સુભદ્રાના કરતાં મને આ તારા નાનકડા અંશુની બહુ ચિંતા રહ્યા કરે છે. લગભગ ત્રણ ચાર અઠવાડીઆં તેને જન્મે થયાં છતાં તે જરી હાલ્યો ચાલ્યો નથી દીસતો, તેમ અત્યાર સુધી રડયો સુદ્ધાં નથી. મીણની પુતળી સમો દીસે છે તે.

દાદા: મને લાગે છે તે બહેરો તથા મુગો થશે—જોયું, બે પિત્રાઈઓ વચ્ચેના લગ્નનું એ પરિણામ ?

પિતા: ભલે એ માંદો પડે; એની માને એણે ઓછું કષ્ટ નથી દીધું !

કાકા: જરા વિચાર કરીને બોલ. એમાં એ પશુડાનો તે શો દોષ છે ? તે બિચારો એકલો આખા ખંડમાં સુતો છે.

પિતા: કારણ વૈદ્યે તેને તેની મા કને રહેવા દેવાની ના પાડી છે.

કાકા: પણ નર્સ છે કે નહીં તેની પાસે ?

પિતાઃ નાઃ તે જરાકેક બહાર ગઈ છે; ઘણા દિવસ થયાં આજ તેને આટલી બહાર જવાની ફુરસદ મળી છે. ઊર્મિલા, જા જરા જોને કે તે શાન્ત નીંદરે છે.

મોટી પુત્રીઃ હા, પિતાજી.

[ ત્રણે બહેનો ઉભી થઇ એકમેકના હાથ ઝાલી જમણી બાજુના ખંડમાં જાય છે. ]

પિતાઃ તારી બહેન ક્યારે આવશે ?

કાકાઃ નવને સુમારે આવશે, એમ ધારૂં છું.

પિતાઃ નવ તો થઈ ગયા. આજ તે આવવી જોઇએ, કારણ સુભદ્રાને એને મળવાનું બહુ મન છે.

કાકાઃ જરૂર તે આવી પહોંચશે. પહેલીજ વેળ તે અહીં આવે છે, નહીં ?

પિતાઃ હા.

કાકાઃ આશ્રમ છોડી આવવું તેને માટે કઠણ છે.

પિતાઃ એકલી જ આવશે તે ?

કાકાઃ ધારૂં છું કે કોઈ આશ્રમબાળા તેની સાથે આવે. એકલાં તેઓને બહાર જવાની છૂટી નથી.

પિતાઃ પણ તે તો ઉપરી છે ને ?

કાકાઃ કાયદો સૌને માટે એક સરખો ...

દાદાઃ તમને કશાની ચિંતા નથી થતી ?

કાકાઃ શા માટે થાય ? એકની એક વાત વારંવાર શા માટે ? કશું જ ભયનું કારણ નથી.

દાદાઃ તારી બહેન તારા કરતાં મોટી છે ?

કાકાઃ અમારા સૌ કરતાં તે મોટી છે.

દાદાઃ મને શું થાય છે તે નથી સમજાતું; પણ મને કંઈ નથી. ઇચ્છું છું કે તારી બહેન જલદી અહીં આવી રહે...

કાકાઃ તે જરૂર આવશે. તેણે વચન આપ્યું છે.

દાદાઃ ઇચ્છું છું કે આજની રાત નિર્વિઘ્ને પુરી થઈ રહો.

[ ત્રણ પુત્રીઓ પાછી ખંડમાં આવે છે. ]

પિતાઃ નીંદરે છે ?

મોટી પુત્રીઃ હા, પિતાજી. અત્યંત ગાઢ...

કાકાઃ આમ કયાં સુધી વાટ જોયાં કરીશું ?

દાદાઃ કોની વાટ ?

કાકાઃ મારી બહેનની.

પિતાઃ ઉર્મિલા, તને કોઈજ કયાં નથી જણાતું ?

મોટી પુત્રીઃ ( બારીએ જઇ ) ના, પિતાજી.

પિતાઃ માર્ગ પર પણ ? દેખાય છે તારાથી એ માર્ગ ?

પુત્રીઃ હા, પિતાજી; ચાંદની છે ને. અને છેક દૂર સુધી નજર પહોંચી શકે છે.

દાદાઃ અને તને કોઈજ નથી દેખાતું, ઉર્મિલા ?

મોટી પુત્રીઃ ના દાદાજી, કોઈજ નથી જણાતું.

કાકાઃ રાત કેવી ઉગી છે ?

મોટી પુત્રીઃ મઝેની. બુલબુલો સંભળાય છે ?

કાકાઃ હા, હા !

મોટી પુત્રીઃ માર્ગ પર પવન ફુંકાય છે.

દાદાઃ માર્ગ પર પવન, ઉર્મિલા?

મોટી પુત્રીઃ હા, વૃક્ષોય કંપે છે જરા જરા.

કાકાઃ મને નવાઈ લાગે છે, બહેન હજી લગી કાં ન આવી?

દાદાઃ મને બુલબુલો નથી સંભળાતાં હવે, ઉર્મિલા.

મોટી પુત્રીઃ મને લાગે છે કે કોઈક વાડીમાં પ્રવેશ્યું, દાદાજી.

દાદાઃ કોણ છે એ?

મોટી પુત્રીઃ હું નથી જાણતી; મારાથી નથી દેખાતું.

કાકાઃ કારણ ત્યાં કોઈએ નથી.

મોટી પુત્રીઃ કોઈક હોવું તો જોઇએ જ; કારણ બુલબુલો સહસા શાંત પડી ગયાં.

દાદાઃ પણ મને કોઇ આવતું નથી સંભળાતું ને.

મોટી પુત્રીઃ કોઈક તળાવની બાજુમાંથી પસાર થયું હોવું જોઇએ, કારણ સૌ હંસલાઓ બ્હીન્યા લાગે છે.

વચલી પુત્રીઃ ને માછલાંઓ ય.

પિતાઃ તને કોઈ જણાય છે?

વચલી પુત્રીઃ ના, પિતાજી.

પિતાઃ પણ તળાવ પર ચાંદની રેલાઈ છે ને?

મોટી પુત્રીઃ હા; મને માત્ર હંસો બ્હીન્યાં જણાય છે.

કાકાઃ ખચિત મારી બહેન જ ત્યાં હોય. નાને દરવાજેથી કદાચ તે આવી હોય.

પિતાઃ પણ કૂતરાઓ ત્યારે શેં નથી ભસતા ?

મોટી પુત્રીઃ ટીપુ એકલો દેખાય છે–છેક તળાવને સામે છેડે.

કાકાઃ સૌજ મારી બહેનથી બ્હીન્યાં લાગે છે. લાવ, હું જઇને જોઉં. (બુમ પાડે છે) બહેન ! બહેન ! તું છે એ ?.. કોઇએ નથી ત્યાં તો.

મોટી પુત્રીઃ મને ખાત્રી છે કે કોક વાડીમાં પ્રવેશ્યું છે–તમે જોશો.

કાકાઃ પણ બહેન હોય તો જવાબ દેને મને.

દાદાઃ ફરી પાછાં બુલબુલો સુણાતાં નથી, ઉર્મિલા ?

પુત્રીઃ ના, દાદાજી.

દાદાઃ અને છતાં કયાંય ખડખડાટ જેવું નથી ?

પિતાઃ સ્મશાન સમી શાંતિ સર્વત્ર છવાઈ છે.

દાદાઃ મને લાગે છે કોક અજાણ્યું તેમને બીવરાવતું હોવું જોઈએ.

મોટી પુત્રીઃ પેલી લજામણી પર એક હતું તે ઉડી ગયું હમણાંજ.

કાકાઃ કયાં સુધી આ બુલબુલોની કથા કર્યાં કરશો તમે ?

દાદાઃ બધી બારીઓ ખુલ્લી છે, ઉર્મિલા ?

પુત્રીઃ કાચનું બારણું ઉઘાડું છે, દાદાજી.

દાદાઃ ઠંડી અંદર આવતી જાય છે.

પુત્રીઃ વાડીમાં પવન ફુંકાય છે, દાદાજી; અને ગુલાબની બધી પાંદડીઓ ખરી પડે છે.

પિતાઃ ઉર્મિલા, બારણું બંધ કરી દે. બહુ મોડું થઈ ગયું.

પુત્રીઃ હા, પિતાજી...પણ બારણું નથી અડકાવાતું હું એકલીથી.

બીજી બે પુત્રીઓઃ અમારાથી ય નથી અડકાવાતું...

દાદાઃ શું છે દીકરીઓ, બારણાને શું થયું છે વળી ?

કાકાઃ આમ અસાધારણ અવાજે તમે ન બોલશો. હું જઇને તેમને મદદ કરૂં છું.

મોટી પુત્રીઃ પૂરેપૂરૂં અમારાથી નથી અડકાવાતું.

કાકાઃ હા, ભેજને લીધે. ચાલો, બધાં જ તેને ધક્કેલીએ. કંઈક હશે વચમાં...

પિતાઃ કાલ સુતારની કને પાંશરૂં કરાવીશું.

દાદાઃ કાલ આવવાનો છે તે ?

મોટી પુત્રીઃ હા, દાદાજી; નીચલા ખંડમાં તેને કંઈક દુરસ્તી કરવાની છે.

દાદાઃ પણ તે આખા ઘરમાં ખડખડાટ કરી મૂકશે.

મોટી પુત્રીઃ હું તેને ધીરે ધીરે ચુપકીથી કામ કરવા કહીશ.

[ સહસા કોક દાતરડાની ધાર કાઢતું હોય તેવો અવાજ સુણાઇ રહે છે. ]

દાદાઃ ( કંપીને ) અરે !

કાકાઃ શું છે, ઉર્મિલા, એ ?

મોટી પુત્રી: પૂરેપૂરું નથી સમજાતું મને. કદાચ તે માળી હોય એમ લાગે છે. બરાબર હું નથી જોઈ શકતી. મકાનના ઓળા નીચે તે છે.

પિતા: ઘાસબાસ કાપતો હશે અત્યારે.

કાકા: રાત્રે ?

પિતા: હા, કાલે વિશ્રામવાર છે ને તેથી. ઘરની આસપાસનું ઘાસ બહુ લાંબું વધી ગયેલું મેં જોયું'તું.

દાદા: એના દાતરડાનો અવાજ કાન ફાડી નાખે છે—જીવ ડહોળવી નાખે છે...

મોટી પુત્રી: બરાબર આપણી પાસે તે છે ને તે માટે.

દાદા: તારાથી દેખાય છે એ, ઉર્મિલા ?

મોટી પુત્રી: ના, દાદાજી. અંધારામાં તે ઊભો છે.

દાદા: એના દાતરડાનો અવાજ જાલીમ લાગે છે.

મોટી પુત્રી: કારણ તમારા કાન બહુ શરવા છે, દાદાજી, તેથી.

દાદા: મને ભય છે, તે તારી બાને જગાડી રહેશે...

કાકા: અમે તો જરાય તેને નથી સાંભળી શકતા.

દાદા: પણ મને લાગે છે કે તે જાણે છેક ઘરની માંહે કશું કાપી રહ્યો છે.

કાકા: સુભદ્રા નહીં સાંભળે તે. કશો ભય ન રાખશો.

પિતા: મને લાગે છે, બત્તી બરાબર નથી બળતી.

કાકા: તેલ થઈ રહ્યું લાગે છે.

પિતાઃ સવારેજ તેમાં તેલ પૂર્યું હતું. બારી અડકાવાઈ ત્યારથી તે આમ બળે છે.

કાકાઃ ચીમની બરાબર નથી.

પિતાઃ હવે તે બળશે બરાબર.

મોટી પુત્રીઃ દાદાજી નીંદરે છે. ત્રણ ત્રણ રાતોના તેમને ઉજાગરા છે.

પિતાઃ અને ચિંતાનો ભાર પણ કંઈ ઓછો રાખે છે માથે ?

કાકાઃ બહુ ચિંતા કર્યાં કરે છે—કેટલીક વખત તો સાવ નિરર્થકની.

પિતાઃ હશે. આ તેમની વયે તે ક્ષમ્ય છે.

કાકાઃ પ્રભુ જાણે, તેના જેવડા આપણે થઈશું ત્યારે કેવાક હોઈશું...

પિતાઃ લગભગ એંશી થવા આવ્યાં એમને.

કાકાઃ ત્યારે તેમને આમ વિચિત્ર થવાનો હક્ક છે.

પિતાઃ કદાચ એમના કરતાં આપણે સૌ વિચિત્ર હઈશું.

કાકાઃ શું બને તેની કશી કોઇને ખબર નથી. કોક કોક વેળા પણ બહુ વિચિત્રતા દાખે છે.

પિતાઃ બધા જ અંધ જન જેવો તેમનો સ્વભાવ છે.

કાકાઃ તેઓ બહુ ચિંતે છે તો—

પિતાઃ તેમને ઘણો વખત મળે છે ને.

કાકાઃ તેમને કંઈ બીજું કરવાનું નથી હોતું.

પિતાઃ તેને આડી તેડી કંઈ ચિંતા નથી હોતી.

કાકા: એજ ભયંકર છે.

પિતા: દેખીતી રીતે સૌ તેમને વશવર્તી રહે છે.

કાકા: હું નથી માનતો.

પિતા: ખરેખર, એમની દયા ખાવાની છે.

કાકા: પોતે કયાં છે, કયાંથી આવેલા છે, કયાં જનાર છે, બપોર શું તેમ મધરાત શી, શીયાળો તેમ ઉનાળો શો, કશાનું જ જેને ભાન નથી–શિવાય કે હંમેશ અંધારૂં ને અંધારૂં જ ! હાય ! એવું જીવન તો અસહ્ય છે. હું તો ન જીવું એમ.

પિતા: દેખીતું તેમ છે.

કાકા: ત્યારે તે પૂરેપૂરા અંધ નથી ?

પિતા: ભારે પ્રકાશ તે જોઈ શકે છે.

કાકા: ભલે આપણી આંખો ગરીબડી રહી...

પિતા: કેટલીક વેળા કોક વિચિત્ર વિચારો તે દાખે છે.

કાકા: પણ બીજી વખત તે ગંભીર હોય છે.

પિતા: જે તે ચિંતે છે તે સર્વ કહી દે છે.

કાકા: હંમેશ આ પ્રમાણે નહીં હોય પણ !

પિતા: ના, પહેલાં તો આપણી માફક તર્કથી સૌ જોતા ને વિચારતા; અસાધારણ તો કંઈજ તે નહોતા ભાખતા. ઉર્મિલા તેમને એમ કરવા ઉત્તેજતી મને જણાય છે. બધાજ તેમના પ્રશ્નોનો તે એક ઉત્તર આપી રહે છે—

કાકા: જવાબજ ન દેવા ઠીક છે. એક જાતની એ ખોટી દયા ખાવા જેવું છે.

[ દશના ટકોરા સંભળાય છે. ]

દાદા: ( જાગીને ) કાચના બારણાની બરાબર સન્મુખ હું છું ?

મોટી પુત્રી: ઠીક તમને ઉંઘ આવી ગઇ'તી, દાદાજી ?

દાદા: કાચના બારણાની સામે હું છું ?

મોટી પુત્રી: હા, દાદાજી.

દાદા: કોઈ બીજું નથી ત્યાં આગળ ?

મોટી પુત્રી: ના, દાદાજી; મને નથી કોઈ જણાતું.

દાદા: મેં ધાર્યું કોઈ રાહ જોતું બેઠું છે...કોઈ ન આવ્યું કેમ, ઉર્મિલા ?

મોટી પુત્રી: ના, દાદાજી.

દાદા: ( કાકા તથા પિતાને ) અને તમારી બહેને ન આવી ?

કાકા: બહુ વાર થઈ, હવે તે નહીં આવે. તેણે ઠીક ન કર્યું.

પિતા: મને તેની ચિંતા થયા કરતી હતી.

[ ઘરમાં કોક આવ્યાનો એવો અવાજ થાય છે. ]

કાકા: આવી તે ! સંભળાય છે ?

પિતા: હા, નીચલા ખંડમાં કોક આવ્યું લાગે છે.

કાકા: બહેન જ હોવી જોઈએ. તેનાં પગલાં મેં વર્ત્યાં તો.

દાદા: મને કોકનાં ધીમાં પગલાં સંભળાયાં.

પિતા: તે ધીમે ધીમે આવતી લાગે છે.

કાકા: તેને ખબર છે, ઘરમાં મંદવાડ છે તે.

દાદા: પણ હવે કશું જ હું નથી સાંભળતો.

કાકા: સીધી અહીંજ આવશે. આપણે અહીં છીએ એવી તેને નોકર ખબર આપશે.

પિતા: સારૂં થયું તે આવી તો.

કાકા: મને ખાત્રી હતી કે તે આવશે.

દાદા: ઉપર આવતાં આટઆટલી વાર હોય ?

કાકા: પણ તે તેજ છે.

પિતા: કોઈ બીજા મહેમાનની વાટ નથી જોતાં આપણે.

દાદા: પણ હવે નીચલા ખંડમાં કશોય અવાજ નથી સંભળાતો.

પિતા: હું નોકરને બોલાવું છું. (ઘંટડીની દોરી તે ખેંચે છે.)

દાદા: દાદર પર મને ચોખ્ખો અવાજ સુણાય છે.

પિતા: નોકર આવે છે તે તો.

દાદા: તે એકલી હોય તેમ નથી લાગતું.

પિતા: નોકર આટઆટલો અવાજ કરે છે.

દાદા: તે એકલી હોય તેમ નથી લાગતું મને.

પિતા: એ તો તે ધબ્બ ધબ્બ પગલાં પાડે છે તેથી તેવું લાગે છે, એને જલોદર થયું છે, ને શરીર ઉચકી શકાય તેવું નથી રહ્યું.

કાકા: પણ હવે તેને કાઢવી ઠીક નથી.

દાદા: હું તમારી બહેનનાં પગલાં સાંભળું છું.

પિતા: મને તો નોકર સંભળાય છે.

દાદા: તે તમારી બહેન છે! બહેન છે!

[પછી દરવાજે કોક ઠોકતું સંભળાય છે.]

કાકા: પાછલો દરવાજો તે ખખડાવે છે.

પિતા: હું જાતે જઇ તેને ઉઘાડું છું, કારણ તે નાનો દરવાજો બહુ જાલીમ અવાજ કરે છે. કોઇને અદીઠ ઘરમાં આવવું હોય તો તે બહુ કામનો છે. (અડધો એક દરવાજો ખોલે છે, ત્યાં ખુલ્લામાં નોકર ઉભેલ જણાય છે) કયાં છો?

નોકર: અહીં જી.

દાદા: તારી બહેન દરવાજે ઉભી છે.

કાકા: હું તો ફક્ત નોકરને જોઉં છું.

પિતા: એ તો નોકર છે. (નોકરને) કોણ હતું એ, હમણા કોક ઘરમાં આવ્યું તે?

નોકર: કોક ઘરમાં આવ્યું?

પિતા: હા, હમણાં જ, નહીં?

નોકર: ના, જી. કોઇએ નથી આવ્યું.

દાદા: કોણ એ ધ્રુસકાં નાખે છે?

કાકા: એ તો નોકર છે, શ્વાસ ચડી ગયો છે...ઉપર આવતાં એને...

દાદા: રડે છે તે?

કાકા: ના, શા માટે રડે તે?

પિતા (નોકરને): હમણાં કોઈ જ નથી આવ્યું?

નોકર: ના જી.

પિતાઃ પણુ હમણાં કોઈકને દરવાજો ઉઘાડતાં સાંભળ્યું ને ?

નોકર: હું તે બંધ કરતી હતી.

પિતા: ઉઘાડો હતો શું ?

નોકરઃ હા જી.

પિતાઃ આટલી રાતે આમ તે શા માટે ખુલ્લો હતો ?

નોકરઃ તેની મને ખબર નથી, જી. મેં તેને મારી મેળે જ બંધ કરેલ.

પિતા: ત્યારે કોણે તેને ઉઘાડયો, વારૂ ?

નોકરઃ તેની મને ખબર નથી, જી. કોક મારા પછી બહાર ગયું હોવું જોઇએ.

પિતા: જો, સંભાળ રાખજે. ન ધક્કેલ એ દરવાજાને. ખબર છે ને કેટલો અવાજ થાય છે તે.

નોકરઃ પણ, જી, હું જરાય તેને નથી અડકતી.

પિતાઃ હા. હા. હું જોઉં છું ને તું ધક્કેલે છે તે.

નોકર: અરે, હું તો ત્રણ ત્રણ ગજને અંતરે ઉભી છું !

પિતા: એટલું મોટેથી ન બોલ.

દાદાઃ કોક બત્તી હોલવે છે કે શું ?

મોટી પુત્રીઃ ના, દાદાજી.

દાદા: મને લાગ્યું કે ખંડમાં સાવ અંધારૂ ઘોર થઈ ગયું.

પિતાઃ ( નોકરને ) જા હવે નીચે. પણુ દાદર પર જરાય અવાજ ન થાય હોં.

નોકરઃ મેં જરીકે અવાજ નહોતો કર્યો.

પિતાઃ પણ મેં તે સાંભળ્યો હતો ને. ગુપચુપ નીચે ચાલી જા...શેઠાણી ન જાગી રહે તેમ.

નોકરઃ પણ મેં નહોતો અવાજ કર્યો એ.

પિતાઃ વારુ; વારુ, પણ હવે કોઈ આવે તો કહેજે કે ઘરમાં કોઈ નથી.

કાકાઃ હા, કહેજે કે અમે કોઇએ ઘરમાં નથી.

દાદાઃ (ધ્રુજતાં) એવું મા કહેશો! એવું મા કહેશો તમે!

પિતાઃ શિવાય કે મારી બહેન તથા વૈદ્યને.

કાકાઃ વૈદ્ય કયારે આવશે?

પિતાઃ મધરાત પહેલાં નહીં આવે એ.

[બારણું બંધ કરે છે. અગિયારના ટકોરા થાય છે.]

દાદાઃ આવી તે?

પિતાઃ કોણ?

દાદાઃ નોકર.

પિતાઃ ના, તે નીચે ગઈ છે.

દાદાઃ મેં ધાર્યું તે મેજ પર બેઠી છે.

કાકાઃ નોકર?

દાદાઃ હા.

કાકાઃ ત્યારે તો સુખની સીમા આવી ગઈ!

દાદા: ખંડમાં કોઇએ નથી આવ્યું ?

પિતા: ના, કોઇએ નથી આવ્યું.

દાદા: અને તમારી બહેને નથી અહીં ?

કાકા: બહેન ન આવી. શું ધારો છો તમે ?

દાદા: તમે મને ખોટું ખોટું કહી છેતરો છો.

કાકા: તમને ? છેતરીએ છીએ ?

દાદા: બેટા ઉર્મિલા, ખરેખરું કહે, ઇશ્વરનો પ્રેમ માથે રાખી બોલ !

મોટી પુત્રી: દાદાજી ! દાદાજી ! તમને શું થયું છે જે ?

દાદા: કંઇક બન્યું છે, બેટા. હું ચોક્કસ કહું છું કે સુભદ્રાની સ્થિતિ અત્યારે ગંભીર છે.

કાકા: કંઈ સ્વપ્નામાં ઘુમો છો શું ?

દાદા: તમે મને નથી કહેવા માગતાં, ખરાં ને ? પણ હું ચોખ્ખું જોઈ શકું છું ને–કંઇક છે તે.

કાકા: ઠીક ત્યારે, અમારા કરતાં તમે વધુ જોઈ શકો છો.

દાદા: ઉર્મિલા, બેટા ઉર્મિ, સાચેસાચું કહે મને.

મોટી પુત્રી: પણ સૌ સાચુંજ કહીએ છીએ, દાદાજી !

દાદા: તું તારે હમેશને અવાજે નથી બોલતી.

પિતા: તેનું કારણ તમે તેને બીવરાવો છો તેથી.

દાદા: તારોય અવાજ બદલાયો.

પિતા: તમે ગાંડા થઈ ગયા છો !

[ તેને કાકા નિશાની કરી દાખવે છે કે દાદાની બુદ્ધિ નાઠી છે. ]

દાદાઃ મને ચોખ્ખું સંભળાય છે કે તમે સૌ બીન્યાં છો.

પિતાઃ પણ શાથી?

દાદાઃ શા માટે મને છેતરો છો?

કાકાઃ કોણ તમને છેતરવાનો વિચાર સુદ્ધાં તે કરે છે?

દાદાઃ ત્યારે શા માટે બત્તી બંધ કરી દીધી?

કાકાઃ બત્તી તો આ સળગે-પહેલાંની જેમજ એક સરખું અજવાળું બધે પડે છે.

મોટી પુત્રીઃ મને લાગે છે કે બત્તી બુઝાઈ ગઈ છે.

પિતાઃ હંમેશની જેમ બધું અહીં દેખાય છે.

દાદાઃ જાણે ઘંટીનાં પડ મારી આંખે દેવાયાં લાગે છે! કહો, દીકરીઓ, શું થાય છે હમણાં? ઈશ્વરનો પ્રેમ માથે રાખી બોલો, બેટાઓ! અનંત અંધારામાં હું એકલો બેઠો છું અહીં! હું નથી જાણતો કોણ આ મારી પાસે લગોલગ આવીને બેઠું છે! મારાથી એક વારને અંતરે શું બને છે તેય હું નથી જાણી શકતો! ધીરૂં ધીરૂં શ્વાસ ભર્યું શું બોલી રહ્યાં છો પરસ્પર તમે?

પિતાઃ કોઈએ તેમ નથી બોલતું!

દાદાઃ બારણા આગળ તું જ હમણાં ધીરે સ્વરે કંઈક બોલ્યો, નહીં?

પિતાઃ સાંભળ્યું તમે હું સૌ બોલ્યો તે?

દાદાઃ ખંડમાં કોઈકને તું લઈ આવ્યો?

પિતાઃ પણ હું તમને કહું છું, કોઈએ નથી આવ્યું!

દાદાઃ તારી બહેન આવી? જગન્નાથ આવ્યો? મને ન છેતરતાં, છોકરાંઓ. ઉર્મિલા, કોણ આવ્યું, બેટા?

મોટી પુત્રીઃ કોઈ નહીં, દાદાજી.

દાદાઃ મને ન છેતર; હું જાણું છું જે જાણું છું તે. કેટલાં આપણે અહીંઆં બેઠાં છીએ, આ ખંડમાં ?

મોટી પુત્રીઃ છ જણાં, આ મેજની આસપાસ, દાદાજી.

દાદાઃ તમે બધાં મેજ ફરતાં બેઠાં છો ?

મોટી પુત્રીઃ હા, દાદાજી.

દાદાઃ અર્જુન, તું પણ ?

પિતાઃ હા.

દાદાઃ વામન, તું યે ?

કાકાઃ હા, અલબત, નિત્યની મારી જગાએ હું બેઠો છું. તેમાં કંઈ ભય જેવું તો નથી ને ?

દાદાઃ જસુ, તું ?

વચલી પુત્રીઃ હા, દાદાજી.

દાદાઃ પાંખડી, તું ?

નાની પુત્રીઃ હા, દાદાજી.

દાદાઃ અને ઉર્મિલા, તું યે ?

મોટી પુત્રીઃ હા દાદાજી, તમારી છેક પાસે હું છું.

દાદાઃ અને પેલું કોણ બેઠું છે પણે ?

મોટી પુત્રીઃ કયાં દાદાજી ? ત્યાં આગળ ? ત્યાં કોઇએ નથી.

દાદાઃ અરે, અહીં, અહીં–આપણી સૌની વચમાં.

મોટી પુત્રીઃ કોઈ પણ નથી દેખાતું–દાદાજી !

પિતાઃ અમે તમને કહીએ છીએ કે કોઈ પણ બીજું વચમાં નથી બેઠું.

દાદાઃ પણ તમે નથી જોઈ શકતાં–તમે બધાંય !

કાકાઃ એવું તે હોય ? તમે મજાક કરો છો ?

દાદાઃ આ વખત કંઈ મજાકની છે, તે હું તેમ કરૂં ?

કાકાઃ ત્યારે જેઓ જુએ છે ને કહે છે, તેમનું માનોને.

દાદાઃ (અનિશ્ચિતપણે) મેં ધાર્યું કે કોઈ હતું...હું લાંબું નહીં જીવું હવે.

કાકાઃ પણ અમે તમને શા માટે છેતરીએ ? એવું કર્યે શો અર્થ સરનાર છે વારૂ ?

પિતાઃ તમને સાચું કહેવાની અમારી ફરજ છે.

કાકાઃ અન્યોન્યને છેતરવામાં ફાયદો શો ?

પિતાઃ લાંબો વખત તમે ભુલાવામાં નહીં રહો.

દાદાઃ હું મારે ઘેર હોત તો સારૂં થાત.

પિતાઃ પણ તમે તમારે ઘેરજ છો ને.

કાકાઃ આપણે સૌ ઘરમાં જ બેઠાં છીએ ને ?

પિતાઃ તમને તમે પોતે અજાણ્યાંની વચમાં હો એમ લાગે છે ?

કાકાઃ આજ તમે બહુ વિચિત્ર લાગો છો.

દાદાઃ ખરૂં પૂછો તો તમે સૌ મને વિચિત્ર લાગો છો.

પિતાઃ તમારે કંઈ જોઈએ છે ?

દાદાઃ મને સમજ નથી પડતી, મને શું અમુંઝણ જેવું થાય છે તે.

કાકાઃ તમે કંઈક લેશો ?

મોટી પુત્રીઃ દાદાજી ! દાદાજી ! શું જોઈએ છે તમારે, કહો દાદાજી !

દાદાઃ તમારા નાનકડા હાથ મારા હાથમાં મૂકો, દીકરીઓ !

ત્રણે પુત્રીઓ: લો, દાદાજી.

દાદાઃ કેમ તમે કંપો છો, છોકરીઓ !

મોટી પુત્રીઃ ના, ના, જરીય અમે નથી કંપતાં.

દાદાઃ ત્રણે જણુ તમે નિસ્તેજ લાગો છો.

મોટી પુત્રીઃ બહુ મોડું થઈ ગયું છે, ને અમે સૌ થાકયાં છીએ માટે.

પિતાઃ તમે જાઓ, સુઈ જાઓ; ને દાદાજીને સાથે લેતાં જાઓ. છો એ જરા આરામ લે.

દાદાઃ હું નહીં સુઈ શકું, આજ રાતે.

કાકાઃ પણ અમે બેઠા છીએ ને અહીં. વૈદ્યની રાહ જોઈશું અમે.

દાદાઃ ખરી હકીકત ત્યારે મને જણાવી રહો.

કાકાઃ પણ ખરી–ખોટી કશી છેજ નહીં ને ?

દાદાઃ ત્યારે હું શું છે તે નથી જાણતો, કેમ ?

કાકાઃ હું તમને કહું છું કે કંઈજ નથી.

દાદાઃ સુભદ્રાને જોવાની મને બહુ ઈચ્છા છે !

પિતાઃ પણ તમે જાણો તો છો કે તે અશકય છે. નિરર્થક તેને જગાડે શું ફળ ?

કાકા: આવતી કાલે તમે તેને જોજો.

દાદા: તેના ખંડમાંથી જરાય અવાજ નથી આવતો.

કાકા: તેજ સારૂં છે, નહીંતર ચિંતા ઉપજી રહે.

દાદા: સુભદ્રાને જોયે બહુ વખત થયો ! કાલ સાંજે મેં તેના હાથ મારા હાથમાં લીધેલ, પણ હું તેને નહોતો જોઇ શકયો. મને ખબર નથી, તેનો ચેરો સતેજ છે વા નથી. આ આફતનાં સૌ અઠવાડીઆમાં જરૂર તેનામાં ઝાઝો ફેરફાર થઈ ગયો હશે. તેની ને મારી વચમાં, તેમ તમારી સઘળાંની વચમાં અંધાર શિવાય બીજું કંઇજ નથી ! આવું જીવન જીવન નહોય–ત્યાં સૌ તમે બેઠાં છો, ઉઘાડી તમારી આંખોએ મારી મૃત આંખોને નિહાળતાં, અને તમને કોઈને મારી દયા નથી. મને શી મુંઝવણ થાય છે તે નથી સમજાતું. ખરૂં જે મને કહેવું જોઇએ તે કોઈ નથી કહેતું. અને એકનું એક સ્વપ્નામાં ઘુમતું હોય ત્યારે સઘળું જ ભયાનક દીસે. પણ તમે કાં કોઈ બોલતાં નથી જે ?

કાકા: શું કહીએ, તમે અમારૂં માનતા નથી ત્યારે ?

દાદા: તમારૂં હું જાણી જઈશ એવી તમને બીક રહે છે, નહીં ?

પિતા: ચાલો, એવું વગર વિચાર્યું ન બોલો.

દાદા: લાંબો વખત થયાં તમે મારાથી કંઇક સંતાડી રાખો છો ? ઘરમાં કંઇક બન્યું છે, જરૂર બન્યું છે ! પણ હવે મને ધીમે ધીમે તે સમજાય છે...બહુ વખત થયો તમે મને છેતરી રહ્યાં. તમે ધાર્યું કે કદી હું તે નહીં જાણી શકું. પણ તમે જાણો છો, એવી કેટલીક પળો છે, તેમાં તમારા કરતાં હું ઓછો આંધળો હોઉં છું ! તમે ધારો છો

કે દિવસો પર દિવસો થયાં તમારી ગુપચુપ સૌ વાતો હું સાંભળતોજ નથી, કેમ ? પણ મને ખરૂં હમણાં સમજાશે–થોડીક વારમાં સમજાશે. તમેજ મને તે જણાવશો. પણ મેં તે ઘણા વખતથી જાણ્યું છે; તમારા ના કહ્યા છતાં ! અને હવે મને લાગે છે કે મૃત જન કરતાંય તમે સૌ વધુ નિસ્તેજ થઈ ગયાં છો !

ત્રણે પુત્રીઓ: દાદાજી! દાદાજી! શું થયું છે તમને, દાદાજી!

દાદા: તમારે વિષે હું કંઈ નથી કહેતો, દીકરીઓ. ના, તમારે વિષે હું નથી કહેતો. હું બરાબર જાણું છું કે તમે મને સાચુંજ કહેશો–જો તેઓ પાસે ન હોય તો. ઉપરાંત, મને લાગે છે કે તેઓ તમનેય છેતરે છે...જોશો, છોકરીઓ, થોડાકમાં તમે જોશો ! તમને સૌને ડુસકાં ભરતી નથી સાંભળતો કંઈ?

કાકા: અહીં ઝાઝો વખત નહીં રહેવાય હવે.

પિતા: સુભદ્રા એવડી ગંભીર માંદી છે શું ?

દાદા: વધુ વેળ મને તમે છેતરી નહીં શકો; હવે બહુ મોડું થઇ ગયું, અને તમે જાણો છો તેના કરતાં હું સાચું વધારે જાણું છું.

કાકા: પણ અમે આંધળા નથી; અમે નથી...

પિતા: સુભદ્રાના ખંડમાં તમારે જવું છે ? તેથી આ સૌ શંકાનો અંત આવે; હેં, જવું છે તમારે ?

દાદા: ના, ના હવે નહીં–હજી નહીં.

કાકા: જાણો છો વગર વિચાર્યું સૌ તમે બોલો છો તે ?

દાદાઃ કેટકેટલું આ માનવજીવનમાં અણદાખ્યું અને અણસમજાયું રહી જાય છે, તેની તમને ક્યાં ખબર છે? કોણે અવાજ કર્યો એ?

મોટી પુત્રીઃ એ તો બત્તી...દાદાજી!

દાદાઃ તે સાવ અસ્થિર થઈ ગઈ છે, નહીં?

મોટી પુત્રીઃ બહારથી ઠંડો પવન તેને દોલાયમાન કરી રહ્યો છે.

કાકાઃ ક્યાં છે ઠંડો પવન? બારીઓ તો બધી બંધ છે.

મોટી પુત્રીઃ હું ધારૂં છું, લગભગ તે બુઝાઈ ગઈ.

પિતાઃ તેલ ખુટયું દીસે છે એમાં.

મોટી પુત્રીઃ ગઈ, સાવ બુઝાઈ ગઈ.

પિતાઃ અંધારામાં આમ નહીં રહી શકાય.

કાકાઃ શા માટે નહીં? હું તો તદ્દન ટેવાયલો છું.

પિતાઃ સુભદ્રાના ખંડમાં પ્રકાશ છે.

કાકાઃ વૈદ્ય આવશે ત્યારે આપણે તેને વેગળો કરીશું.

પિતાઃ ઉપરાંત, બહાર પણ ઉજાસ થતો જણાય છે.

દાદાઃ બહાર ઉજાસ છે?

પિતાઃ અહીંના કરતાં વધારે.

કાકાઃ મારૂં ચાલે તો હું તો અંધારામાંજ વાતો કર્યાં કરૂં.

પિતાઃ હું પણ. ( મૌન ).

દાદાઃ ઘડિયાળ પણ બહુ અવાજ કરતું જણાય છે—

મોટી પુત્રીઃ એ તો આપણે સૌ શાંત છીએ માટે એવું લાગે છે.

દાદાઃ ત્યારે શા માટે તમે સૌ મુંગાં બેઠાં છો ?

કાકાઃ શી વાત કરીએ, કહો ? આજ કંઈક ઓર તરેહના તમે લાગો છો !

દાદાઃ આ ખંડમાં બહુ અંધારૂં છે ?

કાકાઃ બહુ અજવાળું નથી. ( મૌન )

દાદાઃ મને કંઈક થાય છે, ઉર્મિલા; બારી ઉઘાડ જરા.

પિતાઃ હા, બેટા; બારી ઉઘાડ જરા, તાજી હવા આવવા દે. જાણે રૂંધાતાં હોઈએ એમ લાગે છે.

[ ઉર્મિલા બારી ઉઘાડે છે. ]

કાકાઃ ઘણો વખત થયો, આપણે આમ બંધ બારણે બેસી રહ્યાં.

દાદાઃ બારી ઉઘાડી છે, ઉર્મિલા ?

મોટી પુત્રીઃ હા, દાદાજી; ફક્ક્રાર ઉઘાડી છે.

દાદાઃ કોઇને ન લાગે કે તે ઉઘાડી છે—એક તણખલું સુદ્ધાં બહાર સંભળાતું નથી.

મોટી પુત્રીઃ ના, દાદાજી; જરાયે કયાં અવાજ નથી.

પિતાઃ મૌન કંઈ ઓર તરેહનું છે આ ?

મોટી પુત્રીઃ જાણે દેવદૂતનું ચલન સુદ્ધાં સાંભળી શકાય !

કાકાઃ આથીજ મને ગામડામાં રહેવું પસંદ નથી.

દાદાઃ મને થાય છે હું કંઇક અવાજ સાંભળું. કેટલા વાગ્યા, ઉર્મિલા ?

મોટી પુત્રીઃ બાર વાગશે હમણાં, દાદાજી !

[ કાકા ખંડમાં આંટા મારે છે. ]

દાદાઃ કોણ આમ આપણી આસપાસ ચાલે છે જો ?

કાકાઃ હું એ તો–હું છું. બ્હીશો નહીં ! જરાક ચાલું એમ મને થઈ રહ્યું. ( મૌન ) પણ થોડી વારમાં પાછો હું બેસી જઈશ. કયાં જઉં છું તેની મને સમજ નથી પડતી ( મૌન ).

દાદાઃ મને થાય છે, અહીંથી દૂર હોત તો સારૂં !

મોટી પુત્રીઃ કયાં જવાની તમારી ઈચ્છા છે, દાદાજી !

દાદાઃ હું તે નથી જાણતો; કોક બીજા ખંડમાં–ગમે ત્યાં–ગમે ત્યાં !

પિતાઃ કયાં જઈએ ?

કાકાઃ હવે કયાં બીજે જવાય ? બહુ મોડું થઈ ગયું. ( મૌન ).

દાદાઃ શું હું સાંભળું છું, એ ઉર્મિલા ?

મોટી પુત્રીઃ કંઈ નહીં, દાદાજી. પાંદડાં ખરે છે એ તો, જમીન પર સુકાં પાંદડાં પડે છે.

દાદાઃ જા, બંધ કર બારી, ઉર્મિલા.

મોટી પુત્રીઃ હા, દાદાજી બારી બંધ કરી પાછી આવીને બેસે છે ).

દાદાઃ મને ઠંડી લાગે છે. ( મૌન. ત્રણ બહેનો એકમેકને ચૂમે છે ) શું સંભળાયું હમણાં ?

પિતાઃ એ તો ત્રણ બહેનો એકમેકને ચૂમી તે.

કાકા: ત્રણે બહુ ફિક્કી પડી ગઈ લાગે છે. (મૌન).

દાદા: હવે શું સંભળાય છે, ઉર્મિલા?

મોટી પુત્રી: કંઈ નહીં, દાદાજી; એ તો મેં મુઠીઓ વાળી તે. (મૌન).

દાદા: શું આ સાંભળું છું? ઉર્મિ-ઉર્મિલા, શું સાંભળું છું હું?

મોટી પુત્રી: હું નથી જાણતી, દાદાજી; કદાચ જસુ ને પાંખડી જરા ધ્રુજી તે...

દાદા: હુંય બીન્યો, બેટા.

[ચંદ્રનું એક કિરણ એવે કાચ દ્વારા ખંડમાં પ્રવેશે છે, ને કોક વિચિત્ર ભેદભર્યો પ્રકાશ રેલી રહે છે. બારના ટકોરા સૂણાય છે; છેલ્લે ટકોરે કોક ઉતાવળે ઉઠતું હોય એવો અનિશ્ચિત અવાજ થઈ રહે છે.]

દાદા: (કોક કારમા ભયે ધ્રુજી): કોણ ઉઠયું આ?

કાકા: કોઈએ ઉઠયું નથી!

પિતા: હું નથી ઉઠયો!

ત્રણે પુત્રીઓ: અમારામાંથીય કોઈ નથી ઉઠયું!

દાદા: કોક મેજ પરથી ઉઠયું!

કાકા: બત્તી સળગાવો.

[જમણી બાજુના ખંડમાંથી બાળકની કારમી ચીસો સૂણાય છે; છેક અંકના અંત સુધી એ ભયંકર ચીસો સૂણાયા કરે છે.]

પિતાઃ સાંભળો, અંશુ રડે છે !

કાકાઃ કદીય પહેલાં તે નહોતો રડયો !

પિતાઃ જાઓ ને જુઓ તેને !

કાકાઃ બત્તી ! બત્તી !

[ આ ક્ષણે, ડાબી બાજુના ખંડમાં ઉતાવળાં ને ભારે પગલાંના અવાજ સંભળાય છે; પછી મૃત્યુશું મૌન પ્રસરે છે: મૂક કોક ભયમાં સૌ સાંભળતાં બેસે છે, એવે ખંડનું દ્વાર ધીમેથી ઉઘડે છે; તેઓ બેઠેલ છે તે ખંડમાં તેમાંનો પ્રકાશ પડી રહે છે. ને ઉમ્મર પર, ધર્મની બહેન શામળાં તેનાં વસ્ત્રોમાં ઉભી, ધાર્મિક કો નિશાની વડે સુભદ્રાના અવસાનની ખબર આપતી જણાય છે. તેઓ તે સમજે છે, અને ક્ષણિક અર્ધ વિમાસણમાં તથા અર્ધ ભયમાં વીંતાડી, સમૌન એ મૃત્યુ–ખંડમાં પ્રવેશે છે, ત્યારે એકાકી રહેલ અંધ દાદા સંક્ષુબ્ધ ઉઠી અંધારમાં મેજની આસપાસ પોતાનો માર્ગ ખંખોળી રહે છે. ]

દાદાઃ કયાં જાઓ છો તમે ? કયાં જાઓ છો સૌ ? છોકરીઓય બધી મને એકલી મૂકી જતી રહી !

પ્રસિદ્ધ બેલ્જિયન નાટ્યકાર મોરીસ મેટર્લિંકના
"Aglavaine and Salysette" નામક નાટ્ય પરથી.

## પાત્રો.

| | |
|---|---|
| કુમુદ | |
| કુસુમ | |
| ચન્દ્ર | |
| રાજબા | કુસુમની દાદીમા |
| પાંખડી | કુસુમની નાની બ્હેન. |

# અંક પહેલો.

સ્થળ: કિલ્લાનો એક ખંડ.

[ ખંડને સામે છેડે રાજબા એક ખાટ પર
સૂતેલ છે. ચન્દ્ર ને કુસુમ પ્રવેશે છે. ]

ચન્દ્ર: જો, આ કુમુદનો પત્ર તને વાચી સંભળાવું: "કિનારે મને લેવા ન આવતા. દર સાંજે જે ખંડમાં હો ત્યાં જ મ્હારી વાટ જોતાં થોભશો—છેક સુવાના વખત સુધી. અને એમ કંઈ અણજાણ્યા સમી તો હું નહીં જ આવું. જહાજ પરથી ઉતરતાં વારને જ આ પત્ર હું તમને લખું છું; અમારું અહીં સુધીનું આવવું તો શાન્ત ને સુન્દર હતું. દરિયામાં જરિય તુફાન ન હતું. પણ આ જમીન પર પગ મુકતાં તો સર્વત્ર જાણે મુસળધાર વર્ષાદ પડ્યો હોય એવાં ચિહ્ન જણાય છે. હું તમને મળું, ને કુસુમે તેના ભાઈની વિધવાને માટે સંઘરી રાખેલ સ્વાગતને સ્વીકારું, તે પહેલાં તો કિલ્લાની આસપાસ કદાચ સૂર્યાસ્ત થઈ ગયો હશે.........

કુસુમ (સહર્ષ): જુવો, સૂર્યાસ્ત તો આ થયો! કદાચ તે અહીં પાસે જ હશે...જોઉં છું...

ચન્દ્ર ( ધીમેથી તેને અટકાવતો ને પત્રવાચન આદરતો ): "...મેં તને એક જ વેળ જોયેલ છે, ચન્દ્ર, અને તે યે મ્હારા લગ્ન સમારંભનાં ધમાલ ને ઘોંઘાટ વચ્ચે,—હાય! એ લગ્નકાળ, જ્યાં જે પરોણાને આપણે નથી ય નોંતરતાં તે

કોણ જાણે ક્યાંથી આવી સારાં સુખને ઝડપી લે છે ! એક જ વેળા તને મેં નીરખ્યો છે, અને તે પછી તો ત્રણ ત્રણ વર્ષના ગાળા વીતી ગયા, છતાં ય છેક બચપણથી આપણે અન્યોન્યને પિછાન્યાં હોય એવા પરમ વિશ્વાસથી હું ત્હારી સમીપ આવું છું...

કુસુમ ( પાછળ ફરીને ): અરે, દાદીમા તો હજુ નીંદરે છે !...કુમુદ બ્હેન આવે ત્યારે જગાડશું બાને ?

ચન્દ્ર: હા, હા, તેમણે તેમ કહ્યું છે,...તેમ એ ઇચ્છે છે.

કુસુમ: ધોળા તેમના વાળની નીચે સાવ તેમની આંખો ઢંકાઈ ગઇ છે...બાને આજ રાતે ચેન નથી...મને થાય છે, તેમને ચૂમુ......

ચન્દ્ર: થોભ, થોભ, કદાચ અતિ વ્હેલાં તે જાગી જશે...(પત્ર આગળ વાંચે છે) "...અને ત્હારી સમીપ આવતાં મને સંપૂર્ણ ખાત્રી છે કે એક ભાઈ તરફનો સત્કાર મને મળી રહેશે !...એકમેક સંગે આપણ બહુ થોડું જ બોલ્યાં છીએ, અને છતાં ય એ થોડાક શબ્દોમાં—જે તું કાંઈ બોલેલ તે શબ્દોમાં-ત્યાંસુધીનું સર્વ કાંઈ સૂણેલ તે કરતાં કંઈક જુદું જ હતું......

કુસુમ: આમ ઉતાવળે ન વાંચ...

ચન્દ્ર: (ધીમેથી વાંચતો ): "...ઉપરાંત, કુસુમને મ્હારી બાથમાં લેવાનું ને તેને આશ્લેષવાનું મને કેવડું બધું મન થઈ રહ્યું છે !...જરૂર એ અત્યંત પ્રેમાળ, અત્યંત સુન્દર હોવી જોઇએ, કારણ તે તને ચ્હાય છે, ને ત્હારી તે પ્રિયતમા છે. મને લાગે છે કે તું તેને ચ્હાય છે તે કરતાં સવિશેષ હું એને ચ્હાઈશ: હું તો દુ:ખીયણ છું...અને, મેં સહ્યું

તે ય ઠીક થયું. હું માનું છું કે હવાં નવીન કંઈ દુઃખની દેણગી તો આપણને ત્રણેને નહીં મળે. સુખને શોધતાં આપણ ત્રણે સાથે નિવસશું અને આત્માના પરમ પવિત્ર સ્થાનમાંથી ઉદ્દભવતી કલ્યાણ ઝડી ભોગવશું. સવિશેષ સુન્દર થવામાં ને તે રીતે અન્યોન્યને સવિશેષ વ્હાલામાં જ આપણી ત્રણેની વિશાળતમ ભાવના રહેશે. આપણી દશે દિશ સૌન્દર્યના એવા તો જીવન્ત પ્રભાવ જગવશું કે દુઃખ વા શોકને માટે ન્હાની શી ય જગા ત્યાં નહીં રહે. અને આમ છતાં ય તેઓ આવવા ઈચ્છિશે તો સૌન્દર્યના આપણા ત્રિવિધ બળે કરીને તેઓ ય સુન્દર બની જશે.”

[ દ્વાર ખૂલે છે. ન્હાની પાંખડી પ્રવેશે છે.]

પાંખડીઃ કુસુમ બ્હેન ! કુસુમ બ્હેન ! જુવો, જુવો, આ કુંચી !

ચન્દ્રઃ કઈ કુંચી ?

કુસુમઃ ખંડિયેર પેલી દીવાદાંડીની એ તો.

ચન્દ્રઃ મેં ધાર્યું એ તો ખોવાઈ હતી ને ?

કુસુમઃ મેં નવી કરાવી...

ચન્દ્રઃ આ ય પાછી ખોવાય તો મને બહુ આનંદ થાય...

કુસુમ (કુંચીને જોતી): અરે, કેવડી બધી મોટી છે આ તો !...પેલી ખોવાઈ ગઈ તેમાં ને આમાં ફરક ઝાઝેરો જણાય છે.

પાંખડીઃ ના, ના. કુસુમ બ્હેન, બરાબર એ બારણામાં આવે છે. ત્રણ વખત અમે એ ખોલી જોયું ને પાછું

અડકાવ્યું. ત્રીજી વખતે જરા અડકાવતાં અડચણ નડી, કારણ પવન બહુ જબરો હતો ને સામી બાજુથી તે બારણાને ધક્કેલતો. આજની રાતનો પવન કંઈક કારમો છે. બુરજની ચોપાસ સમુદ્રપક્ષિઓ કલરવ કરી રહ્યાં છે, અને હોલાઓ પણ...હજી તેઓ સૂતાં નથી...

કુસુમ: તેઓ મ્હારી વાટ જોઈ રહ્યાં છે; છેલ્લાં બે અઠવાડીઆંથી તેમણે મને નથી જોઈ...આવતી કાલે જઈશ હું ત્યાં.

પાંખડી: મ્હારી સાથે, નહીં, કુસુમ બ્હેન ?

કુસુમ: હા, જો તું હમણાં સૂઈ જાય તો !

[ પાંખડી જાય છે. ]

કુસુમ: તે સુન્દર છે, નહીં ?

ચન્દ્ર: કોણ ?

કુસુમ: કુમુદ બ્હેન.

ચન્દ્ર: હા, અતિ સુન્દર...

કુસુમ: કોના જેવી ?

ચન્દ્ર: કોઈનાય જેવી નહીં...તેનું સૌન્દર્ય કેવળ તેનું જ પોતાનું છે, બસ...અતીવ ચમત્કારી અને સવિશેષ સ્વર્ગીય; તેમ તે એક સરખું ય નથી–તે તો વિવિધતા ભરપુર છે...આત્મા માંહ્ય અબાધિત પ્રવેશી રહે એવું તે સૌન્દર્ય છે...અને તેના કેશ કંઈક અજબ છે...તું જોઈશ... જાણે સારાય તેના મનોરાજ્યને પિછાનતા ન હોય ! તેનાં અંતરનાં સુખ વા ગ્લાનિને વશ વર્તી, તે ય હસે છે વા રડે છે, અને કેટલીક વાર તો તે પોતે ય સુખ દુઃખની

પ્રકટ દશા ન માણુતી હોય તેવી વખતે...આવી જીવન્ત અલકલટ તો મેં કદી ય કોઈની નથી જોઈ...જે સૌન્દર્યને ઢાંકવા તે ઇચ્છે તેને વારંવાર પ્રકાશમાન કરતી...

કુસુમઃ હું જાણું છું, હું સુન્દર નથી...

ચન્દ્રઃ કુમુદની હાજરીમાં ફરીથી આમ તું કદી નહીં બોલે. કારણુ તેની સમીપ આપણે જે ન માનતાં હઈએ, વા જે નિરર્થક હોય, તેવું ભાગ્યે જ બોલી શકાય છે. અસત્ય તો તેની સમીપ ટકતું જ નથી...

કુસુમઃ અસત્ય તેની સમીપ ટકતું જ નથી......

ચન્દ્રઃ કુસુમ ?

કુસુમઃ ચન્દ્ર ?

ચન્દ્રઃ ચાર વર્ષથી આપણ્ સૈયારૂં જીવન ભોગવીએ છીએ, નહીં વારૂ ?

કુસુમઃ ગ્રીષ્મ આથમ્યે પૂરેપૂરાં ચાર વર્ષ થશે...

ચન્દ્રઃ લગભગ ચાર વર્ષથી તું મ્હારી બાજુમાં વસે છે, સદૈવ સુન્દર, સદૈવ નાજુક, સદૈવ પ્રેમાળ ને સ્મિતભરી, સારા ય ત્હારા અંતરતમ સુખને પ્રકટતી ને પ્રકાશતી...કહે, સાચું કહે મને, આ ચાર વર્ષોમાં બહુ આંસુ તેં નથી ઢાળ્યાં, નહીં ? બહુબહુ તો કેટલાંક કુમળાં આંસુ ત્હારા પાળેલ પક્ષીને ઉડી જવે, વા દાદીમાને એકાદ ક્રુદ્ધ વચને, વા વ્હાલેરાં ત્હારાં પુષ્પને કરમાઈ જવે તેં સાર્યાં છે...પણુ એ પક્ષી જ્યાં પાછું સિધાવ્યું, દાદીમા પાછાં શાન્ત મનાઇ ગયાં, ને પુષ્પો સૌ વીસરાયાં કે તરત જ, નિશાળેથી ઘેર આવેલ નાનકડી બાળાના નમાતા આનંદ સમો, અમૃત ઉલ્લાસ

વેરતી, તું મ્હારે ખંડ હસતી હલેતી કલ્લોલતી આવી છે ને સ્નેહાળ સુમધુર ને સુભગ તુજ ચુમ્બન વડે તેં મને ન્હવરાવ્યો છે...હું કહી શકું કે આપણુ એકંદર સુખી થયાં છીએ; અને છતાં ય કોક કોક વેળા હું મ્હારા આત્માને પૂછું છું કે આપણુ અન્યોન્ય સંગ બરાબર સાચી રીતે વર્ત્યાં છીએ ખરાં...તને અનુસરવાની મ્હારામાં ધીરજ ન હોય, વા તું બહુ ત્વરાથી ધપતી હો...ગમે તેમ પણ, જયારેજ્યારે અત્યારે જેમ સંગે ઉભી આપણ એક બીજાને સૂણીએ છીએ તેવું પૂર્વે મેં નથી અનુભવ્યું. કારણ અન્ય કોઈ પ્રસંગે મેં ત્હારી સાથે આજની જેમ બોલવા પ્રયત્ન આદરેલ, ત્યારે તેના ઉત્તરમાં તું કોઈક અલક્ષિત પ્રદેશમાં નિવસતી હઉં એવું મને ભાન થઈ રહેતું. ઉભયના આપણા પ્રેમમાં કોઈક વધારે સત્યની, વધારે સચોટતાની આપણા આત્માઓને અપેક્ષા છે શું ? અવરપરનાં અન્યોન્યના ચુમ્બનથી પરના કોક વધારે સુન્દર ને સૂક્ષ્મ એવા સત્યના–પ્રેમના માર્ગમાં તું ને હું સંગે ઉભતાં ક્યારે જણાયાં છીએ ? મને જાણ નથી, આજ જ આ સૌ આટલી ખુલ્લી રીતે કાં મને સમજાય છે ?... કુમુદ મ્હારે ચિત્ત તરે છે તેથી ? તેનો પત્ર, તેનું આગમન, જાણે આપણા આત્માને નિબંદ્ધ કરતાં હોય એમ નથી લાગતું ?–અત્યાર સુધી તું ને હું શકય એટલા સ્નેહે પરસ્પરને ચ્હાતાં અનુભવાયલાં, પણ હવાં તેના સામીપ્યમાં આપણ અન્યોન્યને સવિશેષ ચ્હાશું–સવિશેષ ઉંડાણથી–તું તે જોશે...અને તે જ તેના આગમનના સમાચારે મને આવડો આનંદિત કર્યાનું મુખ્ય કારણ છે. એકલો હું તેમ ન કરી શક્યો હોત...તેનામાં જે શક્તિ છે તે મ્હારામાં

નથી—જો કે તે જે જુવે છે તે હું જોઈ શકું છું ખરો. આત્માઓને તેમના અનાદિ મૂળ સંગે સંયોજિત કેમ કરવા તે તે સારી રીતે જાણે છે; અને તેના સાન્નિધ્યમાં સર્વ કોઇને લાગ્યા વિના નથી રહેતું કે પોતે તેમ સત્યની વચમાં કંઈ જ ન્હાનું શું ય અંતરપટ હવાં નથી રહ્યું...

કુસુમ: ઇચ્છે છે તો તેને ચ્હા. હું ચાલી જઈશ...

ચન્દ્ર: કુસુમ!...

કુસુમ: હું જાણું છું કે હું નથી સમજી શકતી...

ચન્દ્ર: તું સમજુ છું, કુસુમ—પણ તું તે દાખતી નથી—અને એ હું જાણું છું, માટે જ તને આ વસ્તુઓ કહું છું. અંતરતમ આત્માનાં ત્હારાં ઉંડાણ કદી ય તું મ્હારી સમક્ષ પ્રકટ જ નથી કરતી એટલું જ નહીં પણ હું તેમને શોધવા મથું છું ત્યારે તું તેમને અણછતાં રાખવામાં આનંદ માનતી જણાય છે...રો મા, કુસુમ! હું કંઈ તને ઠપકો નથી દેતો...

કુસુમ: હું નથી રોતી. શા માટે રોઉં?

ચન્દ્ર: અને છતાં ય હું જોઉં છું કે ત્હારા હોઠ ધ્રુજે છે...

કુસુમ: મન મ્હારૂં દૂર ઘુમતું હતું...તે ઘણાં દુ:ખી છે એ વાત ખરી?

ચન્દ્ર: હા, ત્હારા ભાઈને લઈને તે ઘણી દુ:ખી થઈ ગઈ છે.

કુસુમ: કદાચ તેમને તે લાયક હોય...

ચન્દ્રઃ મને શંકા છે કે કોઈ પણ સ્ત્રી કદી દુઃખને માટે લાયક હોઈ શકે...

કુસુમઃ મ્હારા ભાઈએ એવું શું કર્યું હતું વારૂ ?

ચન્દ્રઃ તને તે ન કહેવા મને તેણે વિનવ્યું છે...

કુસુમઃ તમારી વચમાં પત્રવ્યવહાર છે ત્યારે ?

ચન્દ્રઃ હા, પ્રસંગોપાત અમે લખીએ છીએ એક બીજાને.

કુસુમઃ તેં મને કદી નથી કહ્યું.

ચન્દ્રઃ ઘણી ય વાર તેના પત્રો મેં તને બતાવેલ, પણ તેં તેમને વાંચવા ન ઈચ્છેલ...

કુસુમઃ મને યાદ નથી...

ચન્દ્રઃ પણ મને બરાબર યાદ છે...

કુસુમઃ છેલ્લો તેમને તું ક્યાં મળેલ ?

ચન્દ્રઃ હમણાં જ મેં તને ન કહ્યું કે એક જ વેળ મેં તેને જોઈ છે; ત્હારા ભાઈના કિલ્લાના ચોગાનમાં... વિશાળાં વૃક્ષોની ઘટાછાયા નીચે.

કુસુમઃ સાંજે ?

ચન્દ્રઃ હા, સાંજે.

કુસુમઃ તે શું બોલ્યાં હતાં ?

ચન્દ્રઃ એકમેક સંગે અમે બહુ જ થોડું બોલેલ. પણ અમે જોઈ શકેલ કે અમારાં બન્નેનાં જીવનનાં વલણ એક જ લક્ષ્ય પ્રત્યે હતાં...

કુસુમઃ તમે અન્યોન્યને ચૂમેલ ?

ચન્દ્ર: ક્યારે ?

કુસુમ: તે સાંજે.

ચન્દ્ર: હા, જ્યારે અમે છૂટાં પડયાં ત્યારે...

કુસુમ: આહ્‌ !

ચન્દ્ર: હું ધારૂં છું કે ઝાઝી વેળ આપણી સાથ તે નહીં રહે, કુસુમ...

કુસુમ: ના, ના. હું ઇચ્છું છું કે તે વધુ રહે... (બહાર એવે એક અવાજ થાય છે) જો, આ આવે એ ! (કુસુમ બારી તરફ દોડે છે) વાડામાં ફાનસો ઝગે છે...

[ક્ષણેક મૌન. મોટું દ્વાર ઉઘડે છે ને કુમુદ ઉમરા પર દેખાય છે. શબ્દ બોલ્યા વિના તે ખંડમાં પ્રવેશે છે, અને કુસુમના સામી તેને સ્થિર નિહાળતી ઉભે છે.]

ચન્દ્ર: તમે અન્યોન્યને નહીં ચુમ્બો ?

કુમુદ: શા માટે નહીં ? (કુસુમને ને પછી ચન્દ્રને અધર લાંબી ચૂમી તે દઈ રહે છે) અને તમે પણ...

કુસુમ: દાદીમાને જગાડું હવે...

કુમુદ (રાજબાને જોઈ): કેવી ગાઢ નિદ્રામાં છે બા !...

ચન્દ્ર: કલાકોના કલાકો સુધી આ જ પ્રમાણે દરરોજ તે નીંદરે છે...પક્ષઘાતે બન્ને હાથ તેના કળે છે...જાવ, પાસે જાવ તેમની; તને મળવાનું તેમને મન છે...

કુમુદ (રાજબાનો હાથ લઈ પોતા તરફ વાળતી): દાદીમા !...

રાજબા (જાગીને): કુસુમ !...(આંખો ઉઘાડે છે) અરે ! કોણ તમે ?

કુમુદ: એ તો હું કુમુદ છું, દાદીમા!

રાજબા: હું તો બ્હીની...

કુમુદ: ચૂમું તમને, દાદીમા?

રાજબા: તું મને દાદીમા કહે છે? હું તને નથી જોઈ શકતી બરાબર...ત્હારી પાછળ કોણ ઉભું છે?

કુસુમ (આગળ આવી): એ તો હું છું, દાદીમા.

રાજબા: આહ્! તું છું, કુસુમ...હું તને ન જોઈ શકી...દીવો પાસે આણ જરા, બેટા!

[ કુસુમ દીવો પાસે આણે છે, જેનો પ્રકાશ કુમુદ પર પડે છે. ]

રાજબા (કુમુદ પ્રતિ જોઇ): ઓહો! તું તો સુન્દર છું!...

કુમુદ: હવાં ચૂમું તમને, દાદીમા?

રાજબા: ના; આજ રાતે નહીં...રોજના કરતાં આજ કળતર વધારે છે. કુસુમ એકલી જ મને ઈજા ન થાય એ રીતે અડકી શકે છે.

કુમુદ: હું ય એજ શીખવા માગું છું-વગર ઈજાનું અડકવું...

રાજબા (સચોટ તેને નીરખતી): આટલું સુન્દર થવું એ આપણા અધિકારમાં છે વા નથી?

કુમુદ: શકય હોય તેટલું સુન્દર થવું આપણે માટે નિર્માયું છે, દાદીમા...

રાજબા: ફરીથી હું નીંદરૂં તે પ્હેલાં ચૂમ મને, કુસુમ દીકરા! અને આ દીવો વેગળો મૂકી દે...કોક વિચિત્ર સ્વપ્નમાં હું પડી હતી...

કુસુમ: ( દીવો વેગળો મૂકતાં ): કુમુદ બ્હેન, બાને માફ કરજો...તે બિચારાં બહુ દુ:ખી છે...

કુમુદ: શું માફ કરવાનું છે જે, કુસુમ ? જો, તેં કંઈક પાડયું...શું પડયું પેલું જમીન પર ? ( જમીન પરથી કુંચી ઉપાડી ) અરે આ તે કેવીક કુંચી !...

કુસુમ: એ તો મ્હારા બુરજની કુંચી છે, કુમુદ બ્હેન !...શું શું તે ઉઘાડે છે તેની તમને ખબર નથી હજી...

કુમુદ: પણ આ તો બહુ ભારે ને વિચિત્ર છે...હું ય એક સોનાની કુંચી લાવી છું. તે તું જોશે...જ્યાં સુધી આપણે નથી જાણતાં કે તેનાથી શું શું ઉઘડે છે, ત્યાં સુધી એક કુંચી સમું અન્ય કશું જ વધુ સુન્દર નથી...

કુસુમ: કાલે તમને ખબર પડશે...આમ આવતી વેળ જોયો'તો એક બુરજ ? ન્હાનકડા એના ભાગો સૌ તૂટી ગયા છે ને કિલ્લાને છેક છેવાડે એક ખંડિયેર સમો તે ઉભો છે......

કુમુદ: હા. એકલો ઉઘાડા આકાશ નીચે ઉભેલ, જીર્ણ ને અસ્તવ્યસ્ત એ બુરજને મેં જોયો, કુસુમ; એની ભીંતો-માંનાં બાકાંઓમાંથી તારાઓ ચળકતા જણાતા......

કુસુમ: હા, તેજ એ. એ મ્હારો બુરજ છે—જુની ત્યજાયેલી દીવાદાંડી. કોઇપણ હજી સુધી તે પર ચ્હડવા હીંમત નથી ધરી શકતું. લાંબી ફરતી તેને અડાળી છે, જેની કુંચી મને જડી હતી. પણ મેં તે ગુમાવી...પછી મેં નવી કુંચી કરાવરાવી, કારણ હું એકલીજ ત્યાં જઇ શકું છું. કોક કોક વખત પાંખડી આવે છે મારી સાથે. ચન્દ્ર તો

ફક્ત એકજ વેળ ત્યાં ગયેલ, પણ તેને ચક્કર આવેલ. બહુ ઉંચો છે એ—તમે તે જોશો. સારોય મહાસાગર ત્યાંથી તમારી નજર તળે પથરાયો દીસશે. કિલ્લાની બાજુ સિવાય સારાય બુરજની આસપાસ એ મહાસાગરનાં ઘુઘવાટભર્યાં જલ ને ફિણ નીરખાશે. તેમ તેની દિવાલોમાં માળા બાંધીને નિવસતાં પક્ષિઓ ય. અરે, મને તેઓ જુવે છે ત્યારે તો કંઇક લાંબી કિલકિલાટની ભરતી ઉછાળી રહે છે. મને તેઓ ઓળખે છે. સેંકડો હોલાઓ ય ત્યાં છે. લોક તેમને ત્યાંથી ઉરાડી મુકવા ઘણુંય મથે છે, પણ તે બુરજ ત્યજી જતાજ નથી...ત્યાંના ત્યાંજ પાછા હમેશ આવી રહે છે... થાકી ગયાં છો, નહી?

કુમુદ: હા, જરાક થાકી તો છું, કુસુમ. મુસાફરી બહુ લાંબી હતી.

કુસુમ: અલબત... કાલ જશું આપણે ત્યાં: ઉપરાંત, આજ પવન પણ સખત વાય છે.

[ મૌન

ચન્દ્ર: અજબ છે કુમુદ!...મારે તને ઘણું ઘણું કહેવું હતું...પણ પ્હેલીજ આ ક્ષણોમાં સર્વ કાંઈ શાન્ત થઈ ગયું; મને થાય છે કે કશાકની આપણે રાહ જોઈ રહ્યાં છીએ...

કુમુદ: મૌન શું બોલે છે તે સાંભળવાની......

ચન્દ્ર: તને તે શું કહે છે વારૂ?

કુમુદ: તે સાચું મૌન ન કહેવાય, ચન્દ્ર, જો જે તે કહે તે સૌ આપણે પાછાં બોલી શકીએ તો... આપણે તો માત્ર થોડાક,

નહિં જેવાજ, લગભગ અર્થશૂન્ય શબ્દો બોલ્યાં છીએ—હરકોઈ જે શબ્દો બોલી શકે—અને છતાં આપણને એમ નથી સમજાતું-નથી અનુભવાતું કે આપણાં ચિત્તમાં શાન્તિ છે, સ્વસ્થતા છે, આરામ છે ? આપણને એમ નથી થઈ રહેતું કે એ શબ્દો કરતાં કંઈક સવિશેષ, અમૂલ્ય, આપણા આત્માઓને મળી ગયું છે ?...આપણે માત્ર થોડાકજ કુમળા ને હેતભર્યાં શબ્દો એકમેક સંગે ઉચ્ચાર્યા છે, જે અણજાણ્યાંઓ એકમેકને મળે ત્યારે ઉચ્ચારે છે. અને છતાંય આપણા ત્રણ વચ્ચે શું પરિણમ્યું છે તે કોણ કહી શકશે ? તેમ એજ શબ્દોમાંના એકાદા નીચે હવે પછી થનાર સર્વેનો નિર્ણય નથી થઈ ગયો તેયે કોણ કહી શકશે ? પણ આટલું તો આપણા મૌને મને ભાખ્યું છે કે મ્હારી ન્હાની બ્હેનની જેમજ હું કુસુમને ચ્હાઇશ... આ ખંડમાં મેં પ્રવેશ કર્યો તે સાથેજ સારાય મારા આત્મામાંથી એજ એક અવાજ મને સૂણાઈ રહ્યો, અને સ્પષ્ટ એક સત્ય સમો મ્હારે અંતર વસી રહ્યો. (કુસુમને પોતા સમીપ ખેંચી) કુસુમ, કહે, શા માટે તને આટઆટલું ચાહી જવાય છે ને શા માટે તને ચુમ્બતાં વ્હાલનાં અણબોલાવ્યાં અશ્રુઓ સરી પડે છે ?... (લાંબી એક ચૂમી તેને અધર દઈ) આવ, તું પણ, ચન્દ્ર... (ચન્દ્રને ય તે તેવુંજ ચૂમે છે). આજ ચુમ્બનની, કદાચ, આપણ આવડી રાહ જોઈ રહ્યાં હતાં, અને આજ ચુમ્બન, હવાં સારીય રાત્રીના આપણા મૌનનું એંધાણ થશે...

[ તેઓ જાય છે. ]

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ: બાગમાં હરિયાળી કુંજ.

[ કુમુદ અને ચન્દ્ર પ્રવેશે છે.]

ચન્દ્ર: માત્ર પાંચ કે છ જ દિવસ અહીંયાં આપણે સાથે સાથે રહ્યાં છીએ અને છતાં મ્હને લાગે છે કે જાણે આપણે આખાં ય જીવન સાથે વીતાવ્યાં હોય, જાણે મ્હને પોતાને હું પિછાની શકેલ તે ય પહેલાં મ્હેં ત્હને પિછાનેલ હોય. હું જે કાંઈ છું તે બધુંજ ત્હારામાંથી પરિણમેલું મને લાગે છે. મ્હારા પોતાના આત્મા કરતાં ત્હારા આત્મા વિષે વધુ સુપરિચિત જણાઉં છું: મ્હારા પોતા કરતાં, તું મ્હને અતિવ વધુ નિકટ લાગે છે અને કદાચ મ્હને કોઈ કહે કે "ત્હારી જીંદગી બચાવ," તો પ્રથમ ત્હારી જીંદગી હું બચાવી રહું, જે વડે મ્હારૂં જીવન હું જીવી શકું....તું ન હોઉં તો ભાગ્યે જ હું મ્હને પોતાને ઓળખી શકું....ઘણી વેળ મ્હને અનુભવાય છે કે મ્હારા આત્માએ, મ્હારા અસ્તિત્વે, અને તેમની સંગે જે જે કાંઈ વસે છે તે સર્વેએ, પોતાનાં સ્થાન બદલ્યાં છે; અને જ્યારે મ્હારા હાથ, ત્હારી આસપાસ વીંટળાય છે ત્યારે, તેઓ જાણે મ્હારા પોતાનાજ પૃથ્વી પારના કોઈ અંશને ન વીંટળાતા હોય, એમ ચોખ્ખું સમજાય છે, અને તે સાથે, મ્હારાં અશ્રુઓ હું નથી ખાળી શકતો....

કુમુદ: મ્હને પણ તેવુંજ સૌ અનુભવાયું છે, ચન્દ્ર! હું ત્હને આશ્લેશું છું ત્યારે જાણે મ્હારા પોતાના જ કોક અવિરલ સૌન્દર્ય નિર્ઝરતા અંશને ન આશ્લેશતી હોઉં એમ મ્હને સમજાય છે...મ્હારી સમીપ તું હોઉં છું ત્યારે જ હું આવડી સુસુન્દર શોભું છું. મ્હારી નિકટ તું વસું છું, ત્યારે જ મ્હારા પોતાના આત્માને હું સુણી શકું છું....મ્હને શોધવાને નિસરૂં છું ત્યાં તો તું જ—ત્હારામાં જ હું મ્હને પોતાને જોઈ શકું છું; પછી હું તને શોધું છું ને મ્હારા પોતાના અંતરતમ અંતરમાં ત્હને પામી રહું છું......આપણા હાથ, આપણા હોઠ, આપણા આત્મા—કશું જ એકમેકથી દૂર વર્ત્તતું જ નથી......તું મ્હારો પ્રકાશ છું કે હું ત્હારો પ્રકાશ છું તેયે પુરેપુરૂ નથી સમજાતું. એટએટલી અમાનુષી રીતે ત્હારૂં સૌ મ્હારામાં ને મ્હારૂં સૌ ત્હારામાં ઓતપ્રોત થઈ રહ્યું છે કે તેમનાં સંમેલનનાં આદિ તેમ અંત ઉકેલવાં કેવળ અશકય થઈ પડયું છે...ન્હાનામાં ન્હાની ત્હારી એક કૃતિ મ્હને મ્હારી કને છતી કરે છે; ત્હારૂં એક સ્મિત, ત્હારૂં એક મૌન, ત્હારો એક શબ્દ નથી, જે મને નવતર સૌન્દર્ય સંગે સંકલતાં ન અનુભવાતાં હોય...મ્હને થાય છે કે જેમ તું મ્હારા વિષે, તેમ હું ત્હારા વિષે સપ્રભ પ્રફુલ્લી રહું છું, અને નિત્ય નિત્ય નવજીવન પામતાં, એક-બીજામાં આપણ અહર્નિશ વિકસીએ છીએ—વિલસીએ છીએ...આપણા હોઠમાંથી શબ્દોચ્ચાર પ્રકટે તેની ઘણી પહેલાં આપણા આત્માઓ એકબીજા સાથે બોલી રહ્યા હોય છે....

ચન્દ્ર: એક જ વસ્તુ આપણને હજી ય વિભાજતી દીસે છે, ને તે આપણું સનાતન આશ્ચર્ય....

કુમુદ: હા. રાતદિવસ એ જ મ્હને નવાઈ લાગે છે કે તું સમો ધન્ય આત્મન્ સાચેજ આમ અસ્તિત્વમાં છે ખરો ? !...

ચન્દ્ર: મ્હને એ જ નવાઈ લાગે છે. કુમુદ !...મ્હારાં નેત્રો, મ્હારા હાથ, મ્હારા કાન, મ્હને પોતાને માટે પુરતાં નથી દીસતાં...ત્હને જોતાં, ત્હને સૂણતાં, હું પોતાને જણાવું છું કે હું સ્વપ્નું છું. ત્હારાથી દૂર, અસત્ સૌ સ્વપ્ના સમું જ ભાસે છે મ્હને; ત્હારી વાણીથી વિમુખ સૌ મ્હને ઈન્દ્રજાળ સમુ દીસે છે......ને પછી તું દેખાય છે અને છતાં પણ હું મ્હને પોતાને નથી માની શકતો...હું ત્હને જોઉં છું, ત્હને સૂણું છું, મ્હારા હાથ ત્હારી આસપાસ વીંટળાય છે, અને તે પળે પણ, એ સ્વપ્ન છે કે સત્ય છે તે બરાબર પિછાનવા ત્હારાથી દૂર જાણે ઉડી રહું એમ થઈ રહે છે......

કુમુદ: મ્હને પણ એમ જ થાય છે, ચન્દ્ર !...ત્હારી સમીપ જ્યારે હઉં છું ત્યારે મ્હને લાગે છે કે હું તુંથી દૂર થઈ રહું, ને એકાંતમાં ત્હને નિકટતર અનુભવી રહું; અને હું એકલી હઉં છું ત્યારે, ત્હારી શોધમાં ભમું છું, એવી ભાવનાએ કે ત્હારો આત્મા મ્હને ઝંખી રહ્યો છે, અને મ્હને, હું છું તેથી અનંતગણો સુન્દર સ્થાપી રહ્યો છે....આવી આ આપણી સૌખ્યની ઘડીઓમાં શું કરવું જોઈએ એ મ્હને નથી સમજાતું; અને કેટલીક વેળ તો અપરિચિત એ પ્રસન્નતાને બળે મ્હને ગ્લાનિ થઈ રહે છે......

ચન્દ્ર: જીવનની ઉષા પ્રકટાવ્યા વિહોણી આટઆટલાં વર્ષો તું ક્યાં હતી ? ક્યાં અણુછતી ઢંકાઈ રહી હતી ?

કુમુદ: હું ય એજ વિચારૂં છું, ચન્દ્ર ! ત્હને સૂણતાં, મ્હારા પોતાના આત્માને જ હું સૂણું છું; અને જ્યારે હું

સમીપ ઉભું છું ત્યારે ત્હારો જ આત્મા મ્હને કંઈક કહેતો સુણાય છે... તું વિહોણો મ્હારો આત્મા મ્હને શોધ્યો ય નથી જડતો... અને ત્હારા આત્માના અન્વેષણ કાળે હું મ્હારા પોતાના જ આત્માને પામી રહું છું...

ચન્દ્ર: એક સરખુ જ વિશ્વ ત્હારામાં ને મ્હારામાં પ્રવર્તે છે—પ્રકાશે છે, કુમુદ !...ખરે, આપણ એક અને અનન્યના બે આત્માઓ ઘડતાં બ્રહ્માએ ભૂલજ કરી છે...

કુમુદ: અને તું, ચન્દ્ર, આટલાં વર્ષો, હું એકલી ત્હારી રાહ જોઈ રહી હતી ત્યારે, ક્યાં હતો ? !...

ચન્દ્ર: હું ય એકલો હતો, રાહ જોતો, પણ મ્હારી આશા ચાલી ગઈ હતી......

કુમુદ: હું ય, ત્હારા સમીજ, એકલી ને રાહ જોતી હતી, પણ મ્હેં કદી આશા ન્હોતી ત્યાગી......

ચન્દ્ર: ત્યારે ત્હને કોણે કહેલું કે હું સમું કોઈ એક ત્હારી રાહ જોતું ઘૂમે છે ? !

કુમુદ: કોઈએ મ્હને ન્હોતું કહ્યું, અને કશાની ય મ્હને જાણ નહોતી—શિવાય કે જણ્યા વિના જ જેમ કેટલીક વસ્તુઓ જાણાય છે તેમ હું ય આ જાણી શકી અને તેમ ત્હને જોયા વિના......

ચન્દ્ર: તું મ્હને મળી તે પૂર્વે હું ત્હને ચાહતો તેટલુ ઉંડુ તું મ્હને ચ્હાઈ શકેલ ?...

કુમુદ: અને તું, ઓ મ્હારા ચન્દ્ર !, તું મ્હને મળ્યો તે પૂર્વે મ્હેં ત્હને નિહાળેલ તેવું તું મ્હને નિહાળી શકેલ ?...

ચન્દ્ર: હું નથી ધારતો કે આપણને જે અનુભવ થયો છે તેવો અન્યને થયો હોય; હું નથી ધારતો કે આપણાં જીવન સમાં એકમ્ અદ્વિતીયમ્ અન્ય જીવન હોય...

કુમુદ: આહ ! કેટલી ય વેળ મ્હને લાગે છે કે તેમ હોવું શક્ય નથી...

ચન્દ્ર: મ્હને પણ એમજ અનુભવાય છે, કુમુદ ! ને હું બ્હીનું છું !

કુમુદ: શા માટે ?... આપણે અન્યોન્યને શોધી શકયાં તો પછી બ્હીવાનું શું કારણ હવે ?

ચન્દ્ર: સુખની પરમ પળેજ શું ભય નથી આવતો ? ...... ભયજનક એ એક જ કાળ નથી લખાયો માનવીને કપાળે ?... કારણ એક ચુંબને નથી દેવાતું જેમાંથી કોઈ શત્રુ નથી જાગતો... ને એ ઉપરાંત કંઈક બીજું ય વિચારવાનું છે...

કુમુદ: કંઈક બીજું ?

ચન્દ્ર: હા.

કુમુદ: શું વારૂ ?

ચન્દ્ર: કુસુમ......

કુમુદ: ઓહો !

ચન્દ્ર: ત્હને એનો વિચાર આવેલ છે ?

કુમુદ: હા.

ચન્દ્ર: અને ત્હને એ ખૂંચતો નથી ?

કુમુદ: ના, ચન્દ્ર ! મ્હને એ કદીએ ખૂંચશે નહી......

ચન્દ્ર: ભાવીમાં ત્હેને માથે કદાચ દુ:ખ આવે...

કુમુદ: ભાઈ સમો ત્હને હું ન ચ્હાઈ શકું, ચન્દ્ર?

ચન્દ્ર: પણ એનાં આંસુઓ ઢળે તો?...

કુમુદ: તો ત્હેનેય આપણી સંગે ઉન્નત ઉડવી રહીએ, ને એનાં અશ્રુઓ તરત સરતાં અટકી જશે......આપણી સંગે, હાથેહાથ મિલાવી, પ્રેમની સંકુચિતતાને ત્યાગતા, નિષ્કામ ને સૂક્ષ્મતમ પ્રેમને પંથે, શા માટે તેય ન વળી રહે?......તું માનું છું તે કરતાં અતિવ સવિશેષ સુન્દર છે એ, ચન્દ્ર! આપણે આપણા હાથ ત્હેની પ્રત્યે લંબાવશું.... તે તરત જ પોતાના હાથ તેમાં પરોવી દેશે, ને પછી એ અશ્રુઓ નહીં સારે...અને તેણે સારેલ અશ્રુઓ માટે તે આપણને આશીર્વાદ દેશે, કારણ કેટલાંક અશ્રુઓ તો ચુંબનોથી ય વધારે મીઠાં છે....

ચન્દ્ર: હું ત્હને એક બ્હેન સમી ચ્હાઈ શકીશ એમ તું માનું છું, કુમુદ?

કુમુદ: આહ્!

ચન્દ્ર: તું મ્હને એક ભાઈ સમો ચ્હાઈ શકીશ એમ તું માનું છું, કુમુદ?

કુમુદ: હવાં જ્યારે ત્હેં મ્હને પૂછ્યું, ત્યારે મ્હને કશું જ સમજાતું નથી, ચન્દ્ર!......

ચન્દ્ર: હું નથી માની શકતો......વર્ષો સુધી, દિવસ ને રાત આપણા આત્માઓ સંગ યુદ્ધ મચાવ્યા કરશું—ને એ મિથ્યા પ્રયાસમાં પરિણામે જે કાંઈ સુન્દરતમ, સત્યતમ, સ્નિગ્ધતમ, ત્હારામાં ને મ્હારામાં છે, તેને ખૂટવી દઈશું...

અને જેમ જેમ વધારે એ યુદ્ધ ચાલશે તેમ તેમ, આપણા આત્માઓની વચમાં ધાડ પટંતર સમી વાસના પથરાઈ રહેતી દીસશે...જેમાં આપણ ઉભયનું, સર્વ કાંઈ શુદ્ધતમ અને દિવ્યતમ, હોમાઈ ભસ્મીભૂત થઈ જશે......દેખીતી આ ન્હાની સરખી વસ્તુ, આપણને એકમેકથી વિખૂટાં પાડવામાં, અને એ દ્વારા, સંપૂર્ણતમ સૌન્દર્યને નષ્ટ કરવામાં, જબરો ભાવ ભજવી રહેશે....એક આપણા ચુંબનને લીધે-દીધે, સઘળી વસ્તુઓ પરિવર્તન પામતી તને નથી દીસતી ?-તારાઓ અને પુષ્પો, રજની અને પ્રભાત, વિચારો અને અશ્રુઓ—સૌ જ સૌ, કોક વિરલ આભા, પ્રકટતાં અને પ્રકાશતાં નથી પ્રમાણાતાં ? પદાર્થ માત્રની શાશ્વત સભરતાનું જ્ઞાન-ભાન, કિયાં ચક્ષુને વધારે સાંપડી રહે, વારૂ ? ભગિનીનાંને કે સખીરીનાંને ? જીવનનાં સૌથી સુન્દરમાં સુન્દર સત્ય સામે આપણ બારણાં ન ભીડો...આપણા બન્ને આત્મામાં જે સૌથી જ્વલંત જ્યોતિર્મય છે ત્હેને નાનકડા એક અસત્ય વડે ધ્વસ્ત ન થવા દો....તું મ્હારી બ્હેન નથી, કુમુદ ! ને બ્હેન તરીકે ત્હને હું ન ચાહી શકું......

કુમુદ: એ સાચું છે, ચન્દ્ર, કે તું મ્હારો ભાઈ નથી, અને અહીં જ, નિઃશંક, આપણે માટે દુ:ખ વાટ જોઈ ઉભું રહ્યું છે...

ચન્દ્ર: નિષ્પ્રયોજન દુ:ખ વ્હોરવાનું ગમે છે ત્હને, કુમુદ ?

કુમુદ: ના, ચન્દ્ર, પણ અન્યનાં દુ:ખને હરવે જે દુ:ખ ઉપજે ત્હેને હું ચાહું છું...

ચન્દ્રઃ પણ અહીં એવું અન્યનાં દુઃખ હરવાનું શું છે ?—શિવાય કે આપણું ઉત્તમોત્તમ સર્વસ્વ વણસાડવાનું માત્ર...

કુમુદઃ એ હજી આપણને પ્રત્યક્ષ નથી થયું, ચન્દ્ર, છતાં એ જાણે પ્રત્યક્ષ છે એમ માની આપણે વર્તીએ— અને જો ભૂલ થાય તો આપણે ભોગે તે ભોગવી લઈએ— વેઠી લઈએ.

ચન્દ્રઃ એ જાણું છું, કુમુદ, પણ આપણે શું કરી શકીએ વારૂ ?

કુમુદઃ વિધિયેજ આપણને આમ એકમેકની સાથે આણ્યાં, ચન્દ્ર ! અન્ય કોઈ આત્માઓએ પોતાને કદી ન પિછાણેલ, એમ આપણે એકબીજાને પિછાણ્યાં ! આપણે અન્યોન્યને ચાહીએ છીએ અને સારી ય સૃષ્ટિમાં એવું એક પણ વર્તતું નથી, જે મ્હારા ત્હારી પ્રત્યેના, કે ત્હારા મ્હારી પ્રત્યેના, સ્નેહને વણસાડી શકે....

ચન્દ્રઃ એ ય હું માનું છું, કુમુદ; વિશ્વભરમાં હું કોઈ જોતો નથી....

કુમુદઃ પણ હું એક નિર્દોષ જીવને દુઃખ રૂપ થાઉં, તો તું મ્હને તેજ ભાવે જોઈ શકું ખરો ?...

ચન્દ્રઃ એ દુઃખ અનુભવે, પણ એ તો એ સમજી શકતી નથી, એટલાજ માટે...

કુમુદઃ આંસુ ન પડવાં જોઈએ, તે માટે તે ઓછાં કડવાં નથી...

ચન્દ્રઃ ત્યારે તો અન્યોન્યથી દૂર પળવામાંજ આપણું શ્રેય છે, નહીં, કુમુદ ? અને છતાં એ અશકય છે !...... આટલી અપ્રતિમ સુન્દરતા મૃત્યુને માટે તો નિર્માઈ નથી જ... અને આપણી પ્રત્યે પણ આપણને કંઈક ધર્મ છેજ......

કુમુદઃ તે ય હું માનું છું, ચન્દ્ર; અને સાથે એ પણ માનું છું, કે એકમેકથી દૂર પળવા કરતાં કંઈક વધારે ઉચ્ચ કર્તવ્ય આપણે માટે છે......આવી પરમ ભાવનાવતી વસ્તુઓ, કેવળ અશ્રુમાંજ પરિણમવા નથી જન્મી એ તો હું ય સમજી શકું છું...

ચન્દ્રઃ તેઓ કેમ જન્મી છે તે આપણે નથી જાણતાં કુમુદ, પણ અશ્રુઓ સમીપ છે એ તો ચોક્કસ જાણી શકીએ છીએ....

કુમુદઃ દરમીયાન, જો દુઃખ આવવાનું જ હો, તો ભલે તે આપણું જ થાઓ......કર્તવ્યના તો અસંખ્ય માર્ગ છે, ચન્દ્ર; પણ હું ધારૂં છું કે પ્રથમ જે નિર્બળ છે તેને દુઃખમુક્ત કરવામાં આપણે કટિબદ્ધ થઈએ, જેથી આપણાં દુઃખ આપણે શાંતિથી સહી શકીએ...

ચન્દ્રઃ (કુમુદને બાથમાં લઈ) કુમુદ અનંત સુન્દર છું તું !

કુમુદઃ (પોતાના હાથે તેને વીંટળી વળી) ત્હને ચાહું છું, ચન્દ્ર !

ચન્દ્રઃ તું રડે છે શું, કુમુદ ?

કુમુદઃ ના, આપણ બન્ને, ચન્દ્ર...

ચન્દ્ર: ને બન્ને ધ્રુજીએ છીએ, નહીં ?

કુમુદ: હા !

[ તેઓ અન્યોન્યને ચૂમે છે. કુંજની પેલી પાર એક દુ:ખની આર્ત ચીસ સંભળાય છે, અને વણગુંથી વેણીવાળી કુસુમ, કિલ્લા તરફ નાસતી નજરે પડે છે. ]

ચન્દ્ર: કુસુમ !

કુમુદ: હા......

ચન્દ્ર: એણે આપણને સાંભળ્યાં...કિલ્લા તરફ દોડે છે એ...

કુમુદ: (દૂર ઉડતી કુસુમને દાખવી) દોડ, એની પાછળ દોડ, ચન્દ્ર !

[ ચન્દ્ર કુસુમની પાછળ ધસે છે. કુમુદ વૃક્ષને ટેકવીને ઉભે છે ને મૂક રડે છે. ]

## પ્રવેશ બીજો.

સ્થળ: કુંજને એક ઉંડેરે પ્રદેશ.

[ બાંક ઉપર કુમુદ સુતી છે. માથે ઉપવસ્ત્રનો છેડો ઢાંક્યો છે. કુસુમ પ્રવેશે છે.]

કુસુમઃ "કુસુમ, નાનકડી કુસુમ, એને આપણે નહીં રોવા દઇએ"......તે મ્હારી દયા ખાય છે, કારણ કે તે હવાં મ્હને ચ્હાતો નથી...હું ય એને હવાં નથી ચ્હાતી...તેઓ કલ્પે છે કે હું બિલકૂલ ચૂપ રહીશ અને એમણે તો માત્ર, આંખો અળગી કરીને, મ્હને ચુમવાનું જ છે. "કુસુમ, નાનકડી કુસુમ"—બહુજ કુમળી રીતે તેઓ બોલે છે: આહ્, પહેલાં બોલતાં તેથીય વધુ કુમળી રીતે !...જ્યારે એ મ્હને ચૂમે છે હવાં, ત્યારે મ્હારા મુખ સામું જોવાની તેની હિંમત નથી ચાલતી અથવા કદાચ જુએ છે, તો મ્હારી માફી માગતાં હોય એવાં નયને...અને જ્યારે તેઓ એકમેકને આશ્લેષે ત્યારે મ્હારે ત્યાંથી લપ્પાઇને ખસી જવું જોઇએ, નહીં ?— જાણે મ્હેં કંઇ ચોરી કરી હોય તેમ ! આજ રાતે પાછાં તેઓ કંઇક ઉપડયાં છે, ને મ્હને કહીં તેમની ભાળ નથી લાધતી......"નાનકડી કુસુમ" એમના સંકેતની ભાગીદાર નથી......અમે તો હમેશ એની સંગે ધીરૂં હસીને બોલીએ છીએ...અમે તો એને કપાળે ચૂમી દઇએ છીએ...અને એને ફૂલો ને ફળો આણીએ છીએ......એ અજાણી "નાનકડી કુસુમ"ને પોતાની પાંખની અંદર લે છે...અને એને ચુંબતાં

અમે આંસુ ઢાળીએ છીએ અને કહીએ છીએ: "ગરીબ બિચારી...હવે કંઈ થઈ શકે તેમ નથી! એ અહીંથી જાય નહીં....પણ એટલું તો કરીશું કે તે કશું જોઈ શકે નહીં!"...અને એ જ્યારે દૂર હશે ત્યારે અમે એકબીજાને હાથમાં લઈશું...હા, હા! વખત આવે ત્યાં સુધી!...ઉભાં રહો...ઉભાં રહો..."નાનકડી કુસુમ"નો પણ એક દિવસ આવશે. ત્હેને શું કરવું તેની હમણાં પુરેપુરી જાણ નથી; પણ થોભો જરા....જોઈશું આપણે! (કુમુદને બાંક પર દેખી) આ રહ્યાં એ બન્ને! અન્યોન્યની કરલતામાં વીંટાયલાં–ગુંથાયલાં! ઓહ! આ...આ!...બસ...પાંખડી!...બા!... એમણે જોવું જ જોઈએ! જોવું જ જોઈએ આ!...અરે, કોઈ જ નથી આવતું! હું એકલી જ છું, હમેશ!... (પાસે જઈ) તે ય એકલી છે!...એ શું ત્યારે ચન્દ્ર કિરણ હતું કે આ ત્હેના માથા ઉપરનું ધવળ ઉપવસ્ત્ર?! કદાચ...તે નિંદરે છે...હું શું કરૂં હવાં? અરે, એ નથી જાણતી...ઝરકંડને છેક છેવાડે તે સુતેલ છે...એક જ પાસું બદલશે તો માંદી પડશે!...વરસાદ પડતો હતો.... એણે માથે ઉપવસ્ત્ર ઢાંકી દીધેલું છે, પણ છાતી ઉઘાડી છે...એ તદ્દન ભીંજાઈ ગઈ છે...હાય! એને શરદી લાગી જશે!...કેટલી બધી ટાઢી થઈ ગઈ હશે એ?!...આ પ્રદેશ સાવ એને અપરિચિત છે!...અરે! ઉંઘમાંય કેવી એ કંપે છે?!...એના મુખ ઉપર મ્હારી શાલ આચ્છાદું. (કુમુદને તે આચ્છાદે છે ને ત્હેનું મુખ ઢાંકતું ઉપવસ્ત્ર અળગું કરે છે.) આ એની કેવી ગાઢ નિદ્રા છે?... જાણે રોઈ હોય, એવી દેખાય છે!...એ સુખી નથી દેખાતી!... મ્હારા કરતાં એ વધુ સુખી નથી લાગતી!... કેવી ફિક્કી? એ પણ રડી રહી છે, મ્હને દેખાય છે!...

સુસુન્દર છે એ! આટલી ફિક્કાશથી એ વધારે સુન્દર લાગે છે!... ચન્દ્રની ચાંદની સાથે મળી જતી... ખળી જતી દેખાય છે!... હું એને ધીરેથી જગાડું... કદાચ, એ છળીશે ને કુંડમાં પડશે તો?! (સસ્નેહ ધીમેથી ત્હેની ઉપર નીચી વળી) કુમુદ બ્હેન!... કુમુદ બ્હેન!...

કુમુદઃ (જાગીને) ઓહ!... કેટલું અજવાળું છે?

કુસુમઃ જો જો હોં! કુમુદ બ્હેન! ત્હમે કોર ઉપર છો! પાછું ન જોશો. ત્હમને ચક્કર આવશે.

કુમુદઃ ક્યાં છું હું?

કુસુમઃ કિલ્લાના કુંડની બાજુમાં, કુમુદ બ્હેન!... ત્હમને નહોતી ખબર? અહીંયાં એકલાં તમારે નહોતું આવવું! બહુજ સંભાળવું પડે છે; આ જગા તો જોખમ ભરેલી છે...

કુમુદઃ મ્હને ન્હોતી ખબર... સાવ અંધારૂં હતું... મ્હેં અહીં માત્ર એક વાડ અને આ બાંક જોઈ... હું થાકેલી ને નિરાશા ભરેલી હતી...

કુસુમઃ ત્હમને તાઢ વાય છે? શાલ બરાબર ઓઢી લ્યો....

કુમુદઃ કોની શાલ આ? કુસુમ, ત્હારી? હું નિંદરતી હતી ત્યારે ત્હેં મ્હને ઓરાઢેલ? ત્હને પણ ઠંડી લાગતી જ હશે? અહીં આવ, મારી પાસે, ત્હને પણ સાથે ઓરાઢવા દે... મ્હારા કરતાં તો તું વધુ કંપે છે, કુસુમ!... (પાછું ફરી) અરે, ચન્દ્ર હવાં ઉગ્યો છે તેથી એ ઉંડેરાં પાણી જોઈ શકું છું......જરાક જ મ્હેં પાસું બદલ્યું હોત...અને તે

ત્હેં...ત્હેં...(કુસુમને દીર્ઘદૃષ્ટિએ તે જોઈ રહે છે અને ત્હેની ફરતા પોતાના હાથ વીંટાળી દે છે.) કુસુમ !......

કુસુમઃ ચાલો, અહીંયાંથી દૂર ચાલો...અહીંયાં તો જ્વર છે......

કુમુદઃ કુસુમ ! આવી પળોની સામે કદી આપણે ન થવું જોઈએ......આવી પળો બીજી વાર નથી ઉગતી...... કુસુમ ! ત્હારો સારોય આત્મા મ્હેં નિરખ્યો......કારણ, અનિચ્છાએ પણ, તું હમણાં મ્હને ચાહી રહી છે, નહીં ?

કુસુમઃ કુમુદ બ્હેન ! શરદી થશે આપણને....

કુમુદઃ કુસુમ ! વિનવણી કરૂં છું ત્હને, કે આ ક્ષણે —જે વેળ ત્હારૂં સારૂંય હૈયાનું ઉંડાણ, મ્હારા ભણી ધસી રહ્યું છે, મ્હારી સમક્ષ પારદર્શક ઉઘડી રહ્યું છે—તે ક્ષણે, મ્હારી કનેથી છટકી જવાનો પ્રયત્ન ન કર !...તું ધારૂં છું કે કદી, આપણે આથી વધારે નિકટ, વધારે પાસે હોઈશું ? આપણે નજીવા, બાલિશ,—કાંટા જેવા—શબ્દોને, આપણાં આ ઘવાયલાં હૈયાંઓ વચ્ચે આવવા દઈશું ?...આવ, કુસુમ ! આ રાત્રીએ મ્હારી ઘણીજ પાસે આવ ને મ્હારા હાથ ત્હારા અંગને ફરતા વીંટળાવા દે...ત્હને શબ્દો ન જડે કદાચ, તો હરકત નહીં, ત્હારૂં અંતરતમ અંતર કંઈ કહી રહેલ છે, ને તે હું સુણી રહી છું, જેમ તું પણ સુણી રહી છે તેમ !...

કુસુમઃ (રડી પડી) કુમુદ બ્હેન !......

કુમુદઃ કુમુદનાં ય આંસુ ઢળે છે, કુસુમ ! ત્હેને ય નથી સુઝતું, શું કરવું તે ! નથી સમજાતું, શું બોલવું તે ! મ્હારી વ્હાલી કુસુમ ! આપણે અહીં બે એકલાં જ છીએ,

આ અંધારામાં આપણે બે કેવળ એકલાં જ ઉભાં છીએ, અડોઅડ, એકમેકને વીંટળાઇને......અને આપણાં ભાવી સુખદુઃખનો નિર્ણય કદાચ આજ ક્ષણે આપણાં અંતરોમાં થતો હશે......પણ કોણ કહી શકે, એ કેવોક હશે?...ને ભવિષ્યને પુછવાને માટે મ્હારી પાસે તો માત્ર અશ્રુઓ જ છે!...આપણ બેમાં મ્હેં મ્હને પોતાને અત્યાર લગી વધારે ડાહી ગણેલ, પણ આ ક્ષણે મ્હને લાગે છે કે ત્હને મ્હારી જરૂર છે તેથી વધારે મ્હને ત્હારી જરૂર છે......ને તેથી જ મ્હારાં આંસુઓ અસ્ખલિત ઢળી રહ્યાં છે, તેથી જ મ્હારા હોઠ ત્હારા હોઠને દાબી રહ્યા છે, કુસુમ, કે આપણા આત્માઓના અંતરમાં જે અંતિમ નિર્ણય થઈ રહે ત્હેની, જેટલાં બની શકે તેટલાં વધારે લગોલગ, વધારે નિકટ, આપણે બન્ને રહીએ...મ્હેં આજ સવારે ત્હને બહુ દુભવી, ખરૂં?

કુસુમઃ ના, ના, ત્હમે જરાયે દુભવી નથી મ્હને!

કુમુદઃ આજ સવારે ખરે જ, મ્હેં ત્હને બહુ દુભવી! મ્હારા અંતરની એજ ઇચ્છા છે કે હવા ત્હને એમ કદી ન દુભવું. અને છતાં, આપણે જેમને અત્યંત ચાહીએ છીએ, ત્હેમને કેમ દુભવ્યા વિના રહી શકાય?...ખરેજ, પ્રેમ અને શોક સાથે જ વર્તતાં દેખાય છે...એટલે સુધી કે ત્હારાં પ્રથમ આંસુ, મ્હારા પ્રબળ પ્રેમની સુમધુર સુંમી સાથે જ ઢળી પડયાં હતાં, નહીં?

કુસુમઃ હા, સાચું છે, હું રડું છું, કુમુદ બ્હેન, પણ એ તો મ્હારી મૂર્ખાઈ છે....હવે વધારે નહી રડું!

કુમુદઃ વ્હાલી મ્હારી કુસુમ! શાણપણનો એ જ માર્ગ છે!...કદાચ, રડનારાં ડાહ્યાં હો કે મૂર્ખ હો; ત્હેનું કંઈ

નથી...પણ આપણું કર્તવ્ય તો રડનારનાં આંસુ લુછવામાં, ને એમને પુનઃ રડતાં ન જોવામાંજ સમાયલું છે !...

કુસુમ: (ડુસકાં ખાતી) કુમુદ બ્હેન !

કુમુદ: બ્હેન ! શું છે ? તું કંપે છે કાં !

કુસુમ: મ્હેં પહેલી જ વાર તમને સૂતેલાં ન્યાળ્યાં હતાં...

કુમુદ: તું વારંવાર મ્હને સુતેલી દેખીશ......

કુસુમ: અને મ્હને કોઇએ જ કશું કહ્યું નહોતું... કોઇએ જ નહી...કોઇએ જ નહીં...

કુમુદ: હા, હા ! વ્હાલી કુસુમ ! સર્વને જે કહે છે તે જ એમણે ત્હને કહ્યું હોવું જોઇએ; કારણ ઇચ્છે અને ન બોલે, એવું તો કોઈ ભાગ્યે જ હોઈ શકે...અને શબ્દો તો સૌ કોઇથી સાંભળી શકાય...પણ અંતરનું સુણવું તું હજી નથી શીખી...

કુસુમ: ના, ના, એવું કંઈ નથી...કદી નહીં...કદી નહીં...

કુમુદ: કારણ ત્હેં સાંભળ્યું નહીં, કુસુમ !...અને જો, એકલું કાન વડે જ સુણાય છે એમ કંઈ નથી. અત્યારે હું જે કાંઈ ત્હને કહી રહી છું તે ત્હારૂં એક હૈયુંજ સુણે છે, અને એ હૈયાએ, શબ્દોને દૂર નાંખી, હું ત્હને ચાહું છું, એટલું જ સમજી લીધું છે...

કુસુમ: હું ય તમને ચાહું છું...

કુમુદ: તેથી જ તું મ્હારૂં કહ્યું સાંભળી રહી છું ને જે હું શબ્દો વડે નથી કહી શકતી, તે તું અંતરથી સમજી શકી છું. મ્હારી વ્હાલી કુસુમ ! માત્ર આપણા જ હાથ આ

ક્ષણે એકમેક સાથે સંકળાયલા છે એમ નથી; ચન્દ્ર ત્હને ચ્હાય છે...ત્હેને તું કેમ નથી સાંભળતી ?...

કુસુમઃ એ તમારા જેવા નથી, કુમુદ બ્હેન !

કુમુદઃ મ્હારા કરતાં ઘણો એ વધારે સરસ છે, અને ઘણી ય વેળ, હું કહી શકું છું તેથી વધારે ભાવથી એણે ત્હને બોલાવી છે....

કુસુમઃ ના ! ના ! એ એક જ વસ્તુ ન્હોય ! સાંભળો... હું શું કહેવા ઇચ્છું છું તે ત્હમને બરાબર **નથી** સમજાવી શકતી....એ જ્યારે પાસે હોય છે ત્યારે હું મ્હારી જાતને સંતાડી દઉં છું... મ્હારાં અશ્રુઓ છુપાવી રાખું છું... હું નથી ઇચ્છતી કે હું સમજું છું એ એ જાણે... મ્હને અત્યંત વ્હાલ છે, ત્હેની ઉપર....

કુમુદઃ કહ્યે જા... કુસુમ... કહ્યે જા... ને ધીરે ધીરે હું ત્હને ચુંમ્યા કરીશ....

કુસુમઃ ઓહ્ ! પણ કેટલું મુશ્કેલ છે ?... ત્હમે નહીં સમજી શકો.... અને ત્હમને શી રીતે કહેવું તે હું નથી જાણતી....

કુમુદઃ ત્હારા શબ્દો મ્હને નહીં સમજાય તો પણ ત્હારાં અશ્રુઓ કહે છે તે તો હું સમજી શકીશ....

કુસુમઃ વારૂ, ત્યારે એમ, કુમુદ બ્હેન !... મ્હને એ કંઈ બીજી વસ્તુ માટે ચાહ્ય, એ હું નથી ઇચ્છતી.... હું પોતે છું એટલા માટે એ મ્હને ચાહ્ય, એમ હું માગું છું.... અરે ! જે હું કહેવા માગું છું તે કહેવું તદ્દન જ અશક્ય છે.... હું ત્હેની સાથે સંમત થાઉં કે હું ત્હેને ઉત્તર

હઉં, એટલા માટે એ મ્હને ચાહે, એ હું નથી ઇચ્છતી.... જાણે મ્હારી જાતની મ્હને ઈર્ષ્યા આવતી હોય એમ લાગે છે.... જરાક ત્હમે સમજી શકો છો, કુમુદ બ્હેન ?

કુમુદઃ સ્ફાટિકના પ્યાલામાં નજર કરીએ તો તરત જણાઈ રહે કે માંહ્યનું પાણી ચોખ્ખું છે વા નથી. કુસુમ ! તું કેટલી સુન્દર છે તે રખે તે જોઈ જાય ત્હેનો ત્હને ભય છે.... એવો ભય તો વારંવાર સૌ પ્રેમીઓને અનુભવાય છે, જેઓ નથી જાણતાં શા માટે તેઓ ભય રાખે છે... કદાચ, બીજું દિવ્યતમ હોય ત્હેની આપણે અત્યંત કાળજી રાખતાં હોઈએ ..... એ ભયથી મુક્ત થવું જરૂરનું છે...... કારણ જો, કુસુમ ! આપણા આત્માને બીજાની સામે આમ ઢાંકતાં રહેવામાં તો એવો પણ સમય આવે કે જ્યારે આપણે પોતે પણ આપણા આત્માને ન શોધી શકીએ....

કુસુમઃ હું જાણું છું, કુમુદ બ્હેન ! કે હું મુર્ખાઈ કરૂં છું.... હું કશું જ જાણતી ન હઉં, કશુંજ જોતી ન હઉં, કશુંજ કરતી ન હઉં, કેવળ નહીવત્ હઉં, છતાં ય એ મ્હને ચાહી રહે એમ હું ઇચ્છું છું.... હું હઉં પણ નહીં, તો ય પણ એ મ્હને ચાહી રહે એમ હું માગું છું.... અને તેથીજ હું સંતાતી ફરૂં છું—સર્વ કાંઈ સંતાડતી......એમાં એનો વાંક નથી, કુમુદ બ્હેન !......અને એથી જ, જ્યારે મ્હને ચુંમી કરતાં, એ પોતાના ખભા ઉંચા કરતો કે માથું હલાવતો, ત્યારે હું વધારે ખુશી થતી, એ મ્હારી પ્રશંસા કરતો તેથીય વધારેઃ પણ હું ધારૂં છું, કદાચ આવો પ્રેમ ત્હેની કનેથી માગવામાં મ્હારી ચૂક હશે......

કુમુદઃ આપણે કેવી રીતે ચ્હાવું એ કોણ આપણને

કહી શકે, કુસુમ ? કોક એક રીતે તો કોક બીજી રીતે ચ્હાય છે...પ્રેમ આમ કરે છે, ને તેમ કરે છે, અને એ પ્રેમ છે માટે સદૈવ સારૂં જ છે...આપણાં અંતરના અંતરની અંદર આપણે પ્રેમનું પિંજર બાંધેલું છે, અને આપણે એને કોઈ ગીધ કે વિચિત્ર ગરૂડ પંખી હોય એમ નિહાળી રહીએ છીએ...એ પિંજર તો આપણું છે, પણ માંહ્યનું પંખી તો કોઈની ય માલિકીનું નથી...આપણે એને ભયથી તપાસ્યા કરીએ છીએ, એની તાઢ અને ભૂખ ઠારીએ છીએ, અને છતાંય આપણે નથી જાણતાં, શું કરશે એ...આપણે નથી જાણતાં, તે ઉડી જશે, વા શળીયા સાથે મસ્તક પછાડી રહેશે...આપણે નથી જાણતાં, એ મધુરતમ વા કરૂણતમ ગીત સારી રહેશે...મ્હારી વ્હાલી કુસુમ ! આપણા પ્રેમ કરતાં, સારી ય દુનિયામાં, આપણાથી કોઈ વધારે દૂર નથી...આપણે તો થંભી જવું અને સમજવાનો યત્ન કરવો, એ જ કર્તવ્ય છે...

કુસુમ: ત્હમે ચ્હાઓ છો એને, કુમુદ બ્હેન ?

કુમુદ: કોને, કુસુમ ?

કુસુમ: ચન્દ્રને ?...

કુમુદ: ત્હેને વિના ચાહ્યે હું કેવી રીતે રહી શકું ?

કુસુમ: પણ હું ચાહું છું એમ ત્હેને ત્હમે ચાહો છો ?

કુમુદ: ત્હને જેમ ચાહું છું તેમ ત્હેને ચ્હાવા હું પ્રયત્ન કરી રહી છું, કુસુમ.

કુસુમ: પણ ત્હેના પ્રત્યેનો તમારો પ્રેમ અતિવ વાધે તો ?...

કુમુદઃ હું નથી ધારતી, કોઈનો પ્રેમ અતિ વત્તો હોઈ શકે....

કુસુમઃ પણ તે મ્હને ચ્હાય છે તેના કરતાં તે ત્હમને સવિશેષ ચ્હાય તો ?

કુમુદઃ મ્હારામાં જે ચ્હાતો હશે તેજ ત્હારામાં તે ચ્હાશે, કારણ ઉભય એકજ છે. સારાય વિશ્વમાં ચન્દ્રના જેવું, મ્હારા સરખું, કોઈ નથી;...તો પછી હું ત્હને ચ્હાઉં છું એ જોઈને, એ ત્હને શા માટે ન ચ્હાઈ શકે ? અને એ ત્હને ન ચ્હાતો હોય તો હું ત્હને કેવી રીતે ચ્હાઈ શકું ? તે તો પછી ન ત્હેના જેવો રહે, ન વા મ્હારા જેવો....

કુસુમઃ મ્હારામાં કાંઈ એવું નથી જે એ ચ્હાઈ શકે અને ત્હમે જે બધું સમજો છો તે હું કદીય સમજી શકવાની નથી....

કુમુદઃ આહ્ ! કુસુમ, ચૂમ મ્હનેઃ અને માની લે કે જેને તું મ્હારૂં જ્ઞાન કહે છે તે, જેને તું ત્હારૂં અજ્ઞાન કહે છે, ત્હેનાથી જરા ય ચઢીયાતું ન હોય !...હું બતાવીશ એને કે એ ધારે છે તે કરતાં તું સવિશેષ સુન્દર છે, અને ત્હારી લાગણીઓ અને ભાવનાઓ પણ સવિશેષ ઉંડાણને સ્પર્શતી અને સતેજ છે....

કુસુમઃ ત્હમે અહીં હો છતાં તે મ્હને ચાહી શકે એવું ત્હમે કરી શકશો ?

કુમુદઃ મ્હારા અહીં હોવાથી જો એ કદી ત્હને ન ચાહ્ય, તો હું તે ક્ષણે જ ચાલી જાઉં, કુસુમ !

કુસુમઃ હું તમને ચાલી નહીં જવા દઉં...

કુમુદઃ અને છતાં ય એ કદાચ આવશ્યક થાય, કારણ હું વધારે ન વ્હાલી...

કુસુમઃ મ્હને એથી ઘણું દુઃખ થશે, કુમુદ બ્હેન...ઓ ! હું ત્હમને વ્હાલી થઈ છું...વ્હાલી થઈ છું !...

કુમુદઃ મ્હેં તો ત્હને કેટલા ય લાંબા કાળથી વ્હાએલ છે....

કુસુમઃ મ્હેં નહીં તો; અને મ્હેં જ્યારે ત્હમને પહેલાં જોયાં ત્યારે હું ત્હમને ન્હોતી ચાહી શકેલ, જો કે હું આખો ય વખત ત્હમને વ્હાલી હતી...અરે, એવી ય પળો આવી ગએલ, જ્યારે મ્હેં ઇચ્છેલ...દુષ્ટ...દુષ્ટ વસ્તુઓ ઇચ્છેલ...પણ હું ન્હોતી જાણતી કે ત્હમે આવાં હશો. ત્હમારી જગાએ હું હોઉં તો જરૂર હું દુષ્ટ થયા વિના ન રહું...

કુમુદઃ ના, ના, કુસુમ ! ત્હારા અંતરતમ પ્રદેશમાં તું કદી દુષ્ટ ન થઈ શકું...માત્ર દુઃખમાં ઘેરાયેલ, તું ભલું થઈ શકાય એ ભૂલી જાઉં, એટલું જ......આપણે ઇચ્છીએ છીએ કે આપણને અણગમતાંની ઉપર શકય એટલાં સંકટ આવી પડો; ને પછી જરાક જેટલું કષ્ટ ત્હેમને સાંપડી રહે તો સારૂં ય આપણું સુખ ત્હેમનાં આંસુ લુછવામાં અને એ રીતે ત્હેમને કષ્ટ વિમુક્ત કરવામાં ખર્ચી નાંખીએ છીએ. પણ એ કષ્ટ આવે તે પહેલાંજ કેમ આપણે ત્હેમને ન ચાહી શકીએ ? આપણા પ્રેમ સહ, સૌથી પહેલાં જ આપણે ત્હેમની સમીપ કાં ન હોઇએ ? કારણ સુખ તો આ જગત્‌માં કોઈનાં જ સદા ટકે છે....

કુસુમ: હું ફરીથી ત્હમને ચુંમી રહું, કુમુદ બ્હેન?... કેટલું વિચિત્ર છે?...પહેલાં હું ત્હમને ચુંમી શકતી નહોતી... અરે, ત્હમારા ઓઠની મ્હને બીતિ લાગેલ...શા માટે તે કોણ જાણે...અને હવાં...તે ત્હમને વારંવાર ચૂમે છે?...

કુમુદ: હા, કુસુમ, ને હું ય ત્હેને ચૂમું છું....

કુસુમ: શા માટે?

કુમુદ: કારણ કેટલીક વસ્તુઓ એવી છે જે ચુંબન દ્વારા જ વ્યક્ત કરી શકાય...ઉંડેરા આપણા આત્માનું સર્વ કાંઈ પરમ પવિત્ર ને રસ રહસ્ય ઝગતું, એક ચુંબન વડે જ સર્વથા દાખવી શકાય....

કુસુમ: મ્હારી હાજરીમાં ત્હમે ચૂમજો એને, કુમુદ બ્હેન.

કુમુદ: તું ઇચ્છે તો કદીય એને ફરી નહીં ચૂમું....

કુસુમ: (એકદમ રડી પડી) અને હું ના હોઉં ત્યારે પણ એને ત્હમે ચૂમજો....

[ કુમુદને ખભે અઢીંગી, ધીરૂં ડુસકે છે. ]

કુમુદ: રો મા, રો મા, કુસુમ!...તું સવિશેષ સુન્દર બનતી જાય છે....

કુસુમ: મ્હને ખબર નથી હું કેમ રડું છું. મ્હને હવાં દુઃખ નથી...ત્હમને જગાડયે મને સંતોષ છે, કુમુદ બ્હેન....

કુમુદ: ત્હને જગાડયે મ્હને ય સંતોષ છે, કુસુમ.... ચાલ, હવાં જઈએ....માનવ આત્મા માણી શકે તે કરતાં સવિશેષ સુખ જ્યાં અનુભવાય, તેવા સ્થાનમાં અતિ વધારે થોભવું યોગ્ય નથી.

[ અન્યોન્યને કરે વીંટળ્યાં બન્ને જાય છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ: કિલ્લાનો એક ખંડ.

[રાજબા અને કુસુમ, દૂર એક છેડે, છાયામાં.]

રાજબા: ગમે તેમ કહે પણ ત્હારે માટે તો આ અસહ્ય છે, મ્હારી કુસુમ...ડોકું ધુણાવી તું ના પાડે છે, પણ તેજ ક્ષણે ત્હારાં નયન આંસુથી છલકાઈ જતાં હું કયાં નથી જોતી ?...

કુસુમ: પણ એ દાદીમા, મ્હેં તમને ન કહ્યું કે એતો અતિવ સુખમાં હું છું તેથી એમ થાય છે? એ આંસુ તો હર્ષનાં છે....

રાજબા: લોક સુખી હોય ત્યારે આવું રડે કે ?

કુસુમ: હા, હા, જરૂર; નહીંતર શા માટે હું રડી રહું ?...

રાજબા: જો સાંભળ, કુસુમ...હમણાં જ કુમુદને વિષે ત્હારે જે કહેવાનું હતું તે મ્હેં સાંભળ્યું. એ જેમ બોલે છે તેમ મ્હને બોલતાં નથી આવડતું. હું તો એક અજ્ઞાન ડોશી છું, છતાં મ્હેં ય ઘણું સહ્યું છે અને મ્હારે તો તું જ સારા જગતમાં એક આંધળીની આંખ સમી છે...આ વસ્તુઓમાં કેટલાંક સત્ય છે, જે કુમુદ બોલે છે તેવાં સુન્દર

કદાચ ન હોય. પણ એવું કંઈ સદાય નથી માનવાનું કે જે અતિ સુન્દર સત્ય તે જ સાચાં ને જૂનાં સરળ સત્યો તે સૌ ખોટાં...એક વસ્તુ તો પ્રકાશ શી સત્ય છે કે પ્રતિ દિન તું વધારે ને વધારે ફિક્કી પડતી જાઉં છું ને જે ક્ષણે તું એકલી પડું છું ત્યારે ગંગા યમુના ત્હારે નયનેથી વહી રહે છે...આ રીતે પોતા સામે કયાં સુધી ઝુઝી શકીશ, બેટા? કેટલીક વેળ લાગે છે કે આ આંસુઓ સાચાં નથી પણ છેવટે તો જરૂર જણાયા વિના નથી રહેતું કે એ આંસુઓ જ માત્ર જાણે છે તે સાચું જાણે છે......હું જાણું છું કે આંસુઓ કરતાં બીજી ઘણી ય વસ્તુઓ વધારે સુન્દર છે, ને વારંવાર આંસુઓ ઢાળવાં એ ઠીક નહીં...પણ ખાળ્યાં છતાં ય આંસુઓ ઢળ્યે જાય, ત્યારે તો તેના ભાખ્યામાં કંઈ સત્ય છે એમ માનવું પડે અને આપણી જાતને મનાવવું પડે કે સુન્દરતમ સૌ બોલો કરતાં આ આંસુની વાણી સવિશેષ સાચી છે...કારણ, જો, કુસુમ, વિધિ જ એ અશ્રુઓ દ્વારા વારંવાર બોલતી આપણને સંભળાય છે, ને કોઈક ભવિષ્યના ઉંડાણમાંથી તેઓ નયન દ્વારા છલકાઈ રહે છે......

[ ખંડને પાછળને ભાગ, કોઈથી ન જોઈ શકાય એવી રીતે, કુમુદ પ્રવેશે છે. ]

રાજબાઃ લાંબો કાળ થયાં તું રડે છે, કુસુમ, અને હજી ય કેટકેટલું ત્હારે રડવાનું છે......અને આ બધાનો અંત કેવો નિર્માયો હશે તે કહે જોઇએ...મ્હેં તો આ મ્હારા એકાંત ખૂણામાં બેસીને એ તોળી જોયો છે અને મ્હારાથી બને તેટલી શાંતિથી ત્હને સૌ કહી રહી છું, જો કે ત્હને જરી ય ન ઘટતાં એવાં દુઃખોની પરંપરા ત્હારા ઉપર આવી પડી છે તે દેખીને મ્હારી છાતી બળે છે......આવાં દુઃખો

માટે તો બે જ માર્ગો કલ્પી શકાય: ત્હમારા બેમાંથી એક મરણ પામવું જોઇએ અથવા બીજાએ દૂર પળી જવું જોઇએ...અને જેને વિધિએ અતિ મોડી મોકલેલ, તે શિવાય, બીજુ તે કોણ પળી જાય ?......

કુસુમ: એ શા માટે ?—બલ્કે જે અતિ વ્હેલી આવેલ તે કેમ નહીં ?

કુમુદ: (આગળ આવી) કોઈ અતિ વ્હેલું આવી શકતું નથી, મ્હારી વ્હાલી કુસુમ !...એતો નિર્માણની કાલઘંટા વાગે ત્યારે જ સૌ કોઈ આવે છે...અને મ્હને લાગે છે, આપણાં દાદીમાનું કહેવું સાચું છે...

કુસુમ: બાનુ કહેવું જો સાચું હોય તો બહુ દુઃખ આપણી સામે છે......

કુમુદ: ત્હેમનું કહેવું ખોટું હોય તોયે આપણે આંસુ તો સારવાનાં જ છે...આહ્ ! કુસુમ, ઘણી વેળ તો એક આંસુ શિવાય અન્ય પસંદગી કરવાની આપણે હોતી જ નથી...અને અત્યારે ત્હારે નયનેથી ખરે છે તે આંસુ જ મ્હને તો સર્વ સુન્દર જણાય છે...પણ છેલ્લા કેટલાક દિવસથી હું ય અશાંત છું...મ્હને ય કંઈક એવું ભાસી રહ્યું છે કે આપણે ધારીયે છીએ તે કરતાં કોક વધારે ઉંડેરૂ એવું સત્ય, પોતાને પ્રકટાવાની રાહ જોઈ રહ્યું છે, અને એનાં સ્મિત વા અશ્રુ, આપણા શબ્દથી અટકાવ્યાં અટકે તેમ નથી...એ સત્ય આજ મ્હને લાધ્યું...એ જ આપણાં પગલાંને હવે દોરી રહેશે......આવજે, કુસુમ !... મોડુ થઈ ગયું છે...ચન્દ્ર ત્હારી વાટ જોઈ રહ્યો છે...

કુસુમ: ત્હમે મ્હારી સાથે નહીં આવો અને મ્હારી સાથે એને નહીં આશ્લેશો, કુમુદ બ્હેન ?

કુમુદ: હું એને કદી ફરી નહીં ચુમું, કુસુમ !.. જ્યારે આપણે સાથે હોઇશું ત્યારે ત્હારા મુખ ઉપર હું મ્હારૂ મુખ માંડીશ ને તે દ્વારા ત્હેને જે કહેવાનું હશે તે કહી રહીશ.... જાણે એના અધર મ્હારા અધરને સ્પર્શતા હોય એવી રીતે....

કુસુમ: શું થયું, કુમુદ બ્હેન ?...ત્હમારાં નયનોમાં ચળકાટ ક્યાંથી ?...ત્હમે મ્હારાથી કંઈ છાનું રાખો છો....

કુમુદ: મ્હારે કશું જ છાનું રાખવાનું નથી હવાં, તેથી જ મ્હારાં નયનો ચળકે છે, કુસુમ !...થોડી જ ક્ષણો પહેલાં મ્હને પ્રત્યક્ષ સમજાયું કે તે પોતે કલ્પે છે તે કરતાં ત્હારે માટે કેટલો વધારે ઉંડો સ્નેહ ત્હેના અંતરમાં ભર્યો છે....

કુસુમ: એણે એવું કહેલું ?

કુમુદ: ના, શબ્દો વડે એણે એમ કહ્યું હોત તો આટલી નિશ્ચિતતા હું ન દાખવત....

કુસુમ: અને ત્હમને કુમુદ બ્હેન, ત્હમને એ નથી ચ્હાતો ?...

કુમુદ: મ્હને ચ્હાય છે પણ ત્હારા કરતાં ઓછું, કુસુમ....

કુસુમ: ઓ મ્હારાં ગરીબડાં કુમુદ બ્હેન !...પણ એતો સાવ અશક્ય...શા માટે ત્હમને ઓછું ચ્હાય ? શું કરવું

તે મ્હને કહી દો...અને ત્હમે જો સુખી ન હો તો ત્હમને એકલાં નહીં રહેવા દઉં...હું ત્હમારી જોડે રહું ?...હું કહીશ એને....

કુમુદ: ના, ના, કુસુમ...જા,...જા...એની કને...આજ રાત જેટલી હું કદી સુખી થઈશ નહીં....

[ ત્હેઓ એકબીજાને અબોલ ચુંમે છે અને
નિરનિરાળાં દ્વારે બહાર જાય છે. ]

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

સ્થળ: બગીચામાં.

[ચન્દ્ર અને કુસુમ પ્રવેશે છે.]

કુસુમ: માફ કર મ્હને, ચન્દ્ર!... હું જાણું છું કે અત્યારે ત્હને એકાંત જોઇએ છીએ.... હું હમેશાં ત્હને દુઃખનું કારણ થાઉં છું.... પણ હું એક ક્ષણ જ થોભીશ... કુમુદ બ્હેનના ખંડમાંથી હમણાં જ હું પાછી આવું છું... તે ધસધસાટ ઉંઘે છે... મ્હેં એમને ચૂમ્યાં, પણ એ જાગ્યાં નહીં, જો કે તારાઓ તેમની શૈય્યા ઉપર પ્રકાશતા હતા...ના, હું ત્હને લાંબો વખત આમ નહીં રાખું...અને પછી આપણે બન્ને સાથે જશું અને એમને ઉઠાડશું... કારણ ઉંઘમાં એ તો ડુસકાં ખાય છે.... એકલી મ્હેં જગાડવાની હિંમત ન કરી...પણ તે પહેલાં મ્હારે થોડુંક પુછવાનું છે ત્હને.... હજી મ્હને ખબર નથી કે મ્હારૂ માનવું ખરૂં છે કે ખોટું... કે સારૂં છે કે ખરાબ?... કુમુદ બ્હેનને હું પુછી શકતી નથી... અને મ્હારી ભૂલ થતી હોય તો તું માફ કરજે....

ચન્દ્ર: શું છે જે, કુસુમ?... આવ અહીંયાં, ને મ્હારી પાસે બેસ...તું વાત કરતી હોઈ ત્યારે હું ત્હારા વાળ

રમાડયે જઈશ અને હું નહીં દેખાઉં એટલે તું વધારે હિંમતથી બોલી શકશે... મને લાગે છે કોઈ અકથ ભાર ત્હારા હૈયાને દબાવી રહ્યો છે....

કુસુમઃ મ્હારા હૈયાને નહીં, ચન્દ્ર... પણ મ્હને પોતાને ...કયાં તેની સમજ નથી પડતી...કદાચ મ્હારા આત્માને ... કંઈક મ્હને દબાવી દે છે અને સાથે સમજણ પણ આપી રહે છે... પણ શું ?...હજી હું કંઈ કળી શકી નથી... પણ મ્હારો આત્મા જ્યારે ભારવિહોણો હતો તે કરતાં અત્યારે હું વધારે સુખી છું....

ચન્દ્રઃ કેવુંક આ સૌ પરિવર્તન થઈ ગયું ત્હારામાં, કુસુમ ? હતું તે મુખ કયાં છે ? મ્હારાં ચુંબનોએ, કપોલનાં પુષ્પ જે પ્રફુલ્લતાં તે ય કયાં છે આજ ? પૂર્વે તો હું આમ ચુંબતો ત્યારે તું સ્મિત સારતી....

કુસુમઃ એ દિવસોમાં કદાચ વધુ વખત હું હસતી હોઈશ... પણ અત્યારે સુખી ઘણી છું....

ચન્દ્રઃ હું નથી જાણતો, કુસુમ... ઘણી ય વેળ હૈયું અકથ શોકે ભર્યું હોય છે, અને આત્મા ત્હોય માને છે કે તે સુખી છે.... પણ પહેલું કહે મ્હને કે ત્હારે હૈયે આજ રાત્રે એવો કિયો ઉચાટ ઘેરાઈ રહ્યો છે ?...

કુસુમઃ કુમુદ બ્હેન તો જાય છે....

ચન્દ્રઃ કોણ ? કુમુદ ? એણે કહ્યું ત્હને ?

કુસુમઃ હા....

ચન્દ્રઃ કયારે ?...ને શા માટે જાય છે એ ?

કુસુમઃ એ ત્હેમણે ન કહ્યું....પણ તે જરૂર જશે; કારણ હવાં તે ધારે છે કે તેમ કરવું ઠીક છે ને તેમ થવું જોઇએ.... અને હું મ્હારી જાતને પુછી રહી છું કે ત્હેમના કરતાં હું પોતે જાઉં, તે વધારે સારૂં નહીં ?....

ચન્દ્રઃ કોણ, તું ? કુસુમ ?...પણ એવું તે શું બન્યું છે ?...

કુસુમઃ બન્યું તો કશું જ નથી, ચન્દ્ર !...અને હું ત્હને વિનવું છું કે આ સંબંધી એક ન્હાનો શો શબ્દ કુમુદ બ્હેન આગળ તું ન કાઢતો...વિના કારણ નહીંતર તું કેટલાંક આંસુ જ સરાવી રહેશે....પણ તું જો ચન્દ્ર, તું અને એ જ્યારે સાથે હો છો અને હું એકલી દાદીમા કને બેઠી હોઉં છું ત્યારે વારંવાર એ વિચાર મ્હારા ચિત્તમાં ઘોળાયા કર્યો છે....અને જ્યારે ત્હમે બન્ને પાછાં આવતાં, ત્યારે ઉભય એટલાં સુખી, એટલાં સંયુક્ત જણાતાં કે ત્હમે વધારે પાસે આવતાં તેમ તેમ સૌને શાંત અને મૂક થઈ જવું પડતું....મ્હેં ઘણીય વેળ મ્હારી જાતને કહ્યું છે કે હું જ એક ગરિબ નાનકડું પ્રાણી છું, જે ત્હમારાં પગલાંને અનુસરી શકતું નથી; પણ ત્હમે ઉભય એટલાં સ્નેહ ભાવ ભરેલાં છો કે અત્યાર સુધી મ્હને ત્હેનું ભાન જેટલું જલ્દી થવું જોઇએ તેટલું નહીં થએલું; અને મ્હને ઉદ્વિગ્ન માની ત્હમે મ્હને સાથે લઈ જવા કરેલ. અને જ્યારે હું ત્હમારી સાથે આવતી ત્યારે ત્હમે બન્ને હળવાં દિલનાં બનતાં; પણ ત્હમારા આત્મા સુખી નહોતા અને ત્હમારી વચમાં, હું ટાઢે થરથરતા એક આગંતુક સમી જણાતી....અને છતાં ય તેમાં ત્હમારો વાંક નહોતો કે નહોતો મ્હારો ય; હું બરોબર જાણું છું કે

હું સમજી શકતી નથી; પણ હું એટલું ય જાણું છું કે આ વસ્તુ જરૂર સમજવી જ જોઈએ....

ચન્દ્ર: મ્હારી વ્હાલી, વ્હાલી, ભલી કુસુમ !......ખરે-ખર, કુમુદ સાવ સાચી છે...મ્હેં ત્હને આવડી સુન્દર કદી ય નહોતી ધારી......પણ એવું શું છે જે તું ધારૂં છું કે તું નથી સમજી શકતી ? તું એમ માને છે કે તું કંઈક સમજતી નથી તેને અમે સમજી શકીએ છીએ ?...હાય, મ્હારી ગરિબ કુસુમ ! સપાટી પરથી ભીતરમાં જરા ઉતરી જો, ને પછી કહે કે કેવો નહીંવત્ તફાવત તું જેને ત્હારી અસમજ લેખે છે અને અમારી સમજ જાણે છે, તે વચ્ચે છે ! પણ આ ક્ષણે તું બોલી તે જ ત્હારી સમજને માટે પુરતું છે, અને ખરૂ કહું તો, હું એકલોજ સમજી શકયો નહોતો....

કુસુમ: ના, ના, મ્હારા ચન્દ્ર !...એ તો ત્હારૂં હૃદય એમ કહે છે....હું જાણું છું કે તું જે છું તે મ્હારે થવું જોઇએ; પણ મ્હારામાં તે થવા શક્તિ નથી....

ચન્દ્ર: હું ત્હને આમ નથી ઓળખી શકતો કુસુમ ! મ્હેં કંઈજ નથી જોયું...તું જ્યારે આમ કહી રહી છું ત્યારે હું મ્હારા આત્માને પુછું છું કે તું કિયા સ્વર્ગમાંથી ઉતરી આવેલ–ઉડી આવેલ–છે ?

કુસુમ: કુમુદ બ્હેન કનેથી, ચન્દ્ર !

ચન્દ્ર: કુમુદ આપણ સૌને આન્દોલન દઈ રહે છે, મ્હારી વ્હાલી કુસુમ ! જે ક્ષણથી આપણે એને જાણીએ છીએ તે ક્ષણથી સૌન્દર્ય આપણા જીવનનું મૂળ અને મુખ થઈ રહે

છે...પણ તું માનું છું, કુસુમ, કે ત્હારા અને મ્હારા આત્મા વચ્ચે અંતર સમુ કંઈ હોય ?...

કુસુમ: હા...મહાન અંતર લાગે છે મ્હને !

ચન્દ્ર: હું નથી માનતો, કુસુમ....અને હવાં ત્હારા બાલઘેલા સ્મિત નીચે જે તરતું હતું તે સર્વ ખુલ્લુ થયે, ત્હેને થોડું–વધુ થોડું માનું છું...એ તો જે આત્મા પોતાને પ્રકટ કરી જાણે છે તે જ વધારે આકર્ષક થાય છે; પણ તેથી જે આત્મા પોતાને ઢાંકી રાખે છે તે કાંઈ ઓછો સુન્દર બનતો નથી...ના, કદાચ તે, ત્હેની અનાયાસ અભાનતાને લઇને જ વધુ સુન્દર પણ બને...

કુસુમ: ના, ના. હું ગમે તેટલું સખત મથું પણ અંતર તો સદૈવ રહેવાનું જ, ચન્દ્ર; અને જયારે હું કશુંક કરૂં અને તે ત્હને રૂચે, ત્યારે હું કુમુદ બ્હેનનું અનુકરણ કરવા પ્રયત્ન કરૂં છું, એટલા માટે જ ત્હને તે ગમી રહેવાનું....

ચન્દ્ર: કુસુમ....

કુસુમ: ઓ ચન્દ્ર ! મ્હેં ત્હને ઠપકો આપવા આ નથી કહ્યું....તું એમ ધારૂં છું ?...હું હવે પહેલાંના જેવી નથી રહી, અને કોઇને ય હું ફરીથી ઠપકો દેવાની નથી...હું પોતે ય કહી શકતી નથી, હું કેમ આમ બદલાઈ ગઈ તે... અને થોડા જ વખત પહેલાં કોઇએ કદાચ મ્હને કહ્યું હોત કે ગ્લાનિનો અંત આવા સુખમાં આવશે અને એક દિવસ, મ્હારૂ મુખ, મ્હારો પ્રિયતમ જે સ્ત્રીને ચ્હાય છે ત્હેના મુખની સાથે માંડી રહીશ–જો કઈંક એ પ્રમાણે મ્હને કહ્યું

હોત, તો હું ભાગ્યે જ તે માની શકી હોતઃ પણ આજ એમ સર્વ બની ગયું છે, કેવળ અનાયાસે જ....

ચન્દ્રઃ આવી બે સુભગાઓને મ્હારી સમીપ આવવા દેવાની, કુદરત મ્હને શીએ શિક્ષા દઈ રહેશે?...

કુસુમઃ હું તો કશીય અગત્ય વિનાની છું, ચન્દ્ર; પણ હું છું તેથી સવિશેષ સુન્દર થવાનું મ્હને ય મન છે, ને હુંયે ઇચ્છું છું કે એમનાં વખાણ કરતે કરતે જે અશ્રુથી ત્હારી આંખો ચળકી ઉઠે છે, તેવાં જ અશ્રુથી છલકાતી આંખોએ તું મ્હને ન્હાઈ રહે....

ચન્દ્રઃ કોને ઉદ્દેશીને તું કહું છું આ?...

કુસુમઃ ત્હેમને, જેના વિષે તું મૂક વિચાર કરી રહ્યો છું અત્યારે, ચન્દ્ર...

ચન્દ્રઃ ત્હારી સમીપ હોઉં છું ત્યારે હું ત્હેના વિચાર કરૂં છું. અને ત્હેની સમીપ હોઉં છું ત્યારે ત્હારા....

કુસુમઃ હું બરાબર જાણું છું ચન્દ્ર, એ વિચાર એક સરખા નથી; ત્હેમ આંસુ ય એક સરખાં નથી...દયાભાવ વડે પ્રેરાયેલ આંસુ અને બીજી રીતનાં આંસુમાં ફેર છે... એ બીજાં આંસુ ભાગ્યે જ ભૂલાય...અને તું મ્હને કહું છું કે મ્હને ચાહું છું, એમ ધારીને કે એ વડે મ્હારી ગ્લાનિ નિર્મૂળ થશે, છતાં તું જે કુમુદને કહું છું તે કદીયે મ્હને કહેતો નથી...

ચન્દ્રઃ કદાચ એનું એજ ત્હને નહીં કહેતો હોઉં, કુસુમ. જે સાચી રીતે ઇચ્છીએ તે શબ્દો દ્વારા ભાગ્યે જ કહી

શકાય છે અને જેમને ચ્હાઈએ છીએ ત્હેમની સમીપ તો કદાચ કાન જે સૂણે છે તે શબ્દો થકી, કશું જ કહી નથી શકાતું...અને બે ભિન્ન આત્માઓ એક જ પ્રશ્ન કદી ય નથી પુછતા...અને તેથી, આપણે ન જાણીએ એમ આપણા શબ્દો ય એક સરખા નથી હોતા...પણ જે પ્રશ્નો તું પુછે છે, જે ત્હારા નિખાલસ આત્મામાંથી નિ:સરે છે, તે કુમુદના આત્માના પ્રશ્નો જેટલા જ સુન્દર છે...માત્ર અન્ય પ્રદેશ-માંથી ત્હેમનું આગમન છે એટલું જ; માટે કાંઈ દિલગીર થવાનું પ્રયોજન નથી, મ્હારી કુસુમ;...આત્માથી આપણે ઇર્ષ્યાળુ ન હોઈ શકીએ....આ ક્ષણે ત્હને નથી લાગતું કે કુમુદની સમીપ બોલું તેમ જ ત્હારી સમીપ બોલી રહ્યો છું ?....ઓ મ્હારી સુન્દર કુસુમ ! કદાચ ઉપરથી કોઈ દેવી ઉતરી આવે ને મ્હારા માનસની પરીક્ષા કરી રહે, ત્હોય ત્હારા સમીપ બોલું છું તે કરતાં વિશેષ સરળ કે વિશેષ ઉંડેરા ભાવના શબ્દો હું ન ઉચ્ચારી શકું....અને તે ઉપરાંતનું સર્વ, ભાગ્યે જ અહીંયાં જગતમાં બોલી શકાય છે...થોભીજા, કુસુમ...કુમુદ જાવ વા ન જાવ, શું કરવું તે એ જાણે છે, અને તે સાચુ જ હશે...પણ તે રહો વા જાવ, પણ ત્હેણે મ્હને ત્હારા સૌન્દર્યનાં દર્શન કરાવ્યાં છે; કદી મ્હેં ત્હને નહીં ચાહેલ એવા પ્રેમ વડે ત્હને ચ્હાતાં મ્હને ત્હેણે શિખવ્યું છે, તે કંઈ મિથ્યા થનાર નથી...અને ગમે ત્હેમ થાવ, કુસુમ, પણ આંસુ જો કોઈની આંખમાંથી સરવાનાં હોય તો તે ત્હારી આંખમાંથી તો હવાં ન જ સરવાં જોઇએ....અને તું શું એમ ધારે છે કે ત્હારે જવે અમે સુખી થઈશું ? હું ધારૂં છું કે ત્હારા જેવી એક શુદ્ધ, નિષ્પાપ, નિર્દોષ બાળાના દુઃખથકી વણાએલ સુખ, ઝાઝી વાર ટકી રહેશે ? તું ધારૂં છું કે એ સુખ અમારા આવકારને પાત્ર થશે ?...

તું ધારૂં છું કે એવા સુખને અમે સત્કારશું ને કુમુદને હું ઉત્સંગે બેસાડીશ ને તે અનન્ય મ્હને વ્હાઈ રહેશે ? અમારો પ્રેમ, અમારા પોતા કરતાં ઘણો–ઘણો દૂર વસે છે, કુસુમ ! ત્યાં, જ્યાં અમે અન્યોન્યને વ્હાઇએ છીએ ત્યાં, અમે પવિત્ર અને સુન્દર છીએ, અને ત્યાં અમે ત્હને ય મળીએ છીએ, અને હમણાં હમણાંની તો તું ય સાથે જ હોય છે...આવ, ત્હારા અધર દઈ રહે મ્હને, કુસુમ....આજ રાતે, ત્હારા આત્મા પર ચુંબન લઉં છું, કુસુમ;...આવ... મધ્યરાત્રીના બાર વાગે છે......ચાલ, આપણે જઇએ ને જોઇએ કે કુમુદ હજી ય સ્વપ્નમાં ડુસકાં ભરી રહી છે?......

[ તેઓ અન્યોન્યની કરલતામાં વીંટળાઈ બહાર જાય છે. ]

## પ્રવેશ બીજો.

સ્થળ: કિલ્લાનો એક ખંડ.

[ કુમુદ અને ચન્દ્ર પ્રવેશે છે. ]

કુમુદ: પેલું દ્વાર અડકાવાયું ત્હેં સાંભળ્યું ?

ચન્દ્ર: હા.

કુમુદ: કુસુમ છે એ...એણે આપણને આવતાં સાંભળ્યાં અને તે ઇચ્છે છે કે આપણે એકલાં જ સાથે રહીએ....

ચન્દ્ર: એતો કહેતી હતી કે તે આજે પોતાના બુરજ ઉપર જનાર છે...કોકે એને એક ચમત્કારી પક્ષી ત્યાં આવ્યાનું કહ્યું છે....

કુમુદ: મ્હને ખાત્રી છે કે તે અહીંયાં હોવી જોઇએ; આખો ખંડ એના આગમનની રાહ જોઈ રહ્યો લાગે છે ...જો, નાની નાની કામની ચીજો આ બારી પર રહેવા દઇને જ તે ગઈ છે: રેશમી રેંજો, સોના ને રૂપાના દોરા....

ચન્દ્ર: અને આ ત્હેની વીંટી, જે ઉપર આપણાં નામ કોતરેલાં છે...અને આ જુઈ અને જાઈનાં સુકોમળ પુષ્પો.... અને આ એનો હાથરૂમાલ... ( તે રૂમાલ લે છે અને કંપે છે.) આહ્ !...

કુમુદ: શું છે જે ?

ચન્દ્ર: (રૂમાલ કુમુદને આપીને) આ...આમાં...

કુમુદ: આહ્ !...

ચન્દ્ર: સારો ય રૂમાલ ઉન્હાં એનાં અશ્રુઓ વડે ભીંજાએલ છે....

કુમુદ: જો ચન્દ્ર....એ બોલતી નથી પણ આ સૌથી નાનામાં નાની ચીજો ત્હેને માટે બોલી રહે છે ને મ્હને કહે છે કે વખત થયો છે....(રૂમાલ લે છે) મ્હને આપ એ, ચન્દ્ર......સર્વ કંઈ સંગુપ્તના આ નાનકડા સાક્ષી ! ત્હને ન સમજવા માટે તો મૃત્યુ જ પામેલ હોવું જોઇએ....

ચન્દ્ર: કુમુદ...(ત્હેને ચૂમવા પ્રયત્ન કરે છે.)

કુમુદ: મ્હને ન ચૂમીશ......ચન્દ્ર, એને પરિપૂર્ણ ચાહી રહે....એક પાસ એનું સૌન્દર્ય અને બીજી પાસ એનું રૂદન જોઈ હું રાચું છું ને રડું છું....

ચન્દ્ર: શું માનવું, શું ન માનવું, ત્હે હું ય નથી સમજતો, કુમુદ....કોક વખત ત્હને ચાહું છું તેટલું જ લગભગ ત્હેને ચાહું છું; તો કોક વખત તારાથી ય વિશેષ, કારણ તે મ્હારાથી વધારે આઘી છે કે ત્હેને હું વધારે ઓછી સમજું છું તે માટે...અને પછી જ્યારે તને જોઉં છું ત્યારે સર્વ કાંઈ ત્હેનું લુપ્ત થઈ જાય છે અને ત્હેના વિષેનું કાંઈ ભાન સુદ્ધાંતે મ્હને રહેતું નથી...અને છતાં ય ત્હેને સદાને માટે ખોતાં તો જીવ નથી ચાલતો...એ કાળે તો મ્હારાં પ્રત્યેક ચુંબનોમાં ઉંડેરી ગ્લાનિ જ તું જોઈ શકશે, કુમુદ !

કુમુદ: હું જાણું છું, તું ત્હેને ચાહે છે તે; તેથી જ મ્હારે અહીંથી જવું જોઇએ....

ચન્દ્રઃ પણ કુમુદ,—હું તો ત્હારામાંજ એને ચાહી શકું છું, અને તું જો દૂર જાઉં તો સારો ય એને માટે મ્હારો સ્નેહ ઓસરી પડે...

કુમુદઃ હું જાણું છું કે તું એને ચ્હાય છે, ચન્દ્ર, અને તે એટલી ખાતરી પુરઃસર, કે ઘણીય વાર એ ગરિબ પ્રત્યેના ત્હારા પ્રેમની મ્હને ઈર્ષ્યા પણ થઈ છે...આહ્‌! ન જાણીશ કે હું પરિપૂર્ણ છું....જેમ કુસુમ હવાં પહેલાં જેવી બાળક રહી નથી તેમ હું ય પણ તમારા સમાગમમાં આવ્યા પછી બદલાઈ છું...પહેલાં હું જોઇએ તેથી ય વધારે ડાહી હતી...હું કહેતી મ્હને પોતાને કે સૌન્દર્યને લઈને અશ્રુ ઝરે તેમાં સૌન્દર્યનો કશો જ દોષ નથી, અને ભલાઈ, જેની અંદર ડહાપણ ન હોય, તે કશા જ કામની નથી, એમ સમજતી...પણ હવે હું સમજુ છું કે સાચી ભલાઈ તો માનુષી અંશો ભરી અને મૂર્ખ છે અને એને ડહાપણની અપેક્ષા પણ નથી....હું મ્હને પોતાને સ્ત્રીઓમાં સૌથી સુન્દરતમ માનતી; પણ હવે મને સમજાય છે કે નિર્બળમાં નિર્બળ પ્રાણીઓ પણ મ્હારા સમાં જ સુન્દર છે ને ત્હેમને પોતાના સૌન્દર્યની જાણ પણ નથી....જ્યારે હું કુસુમ સામે જોઉં છું ત્યારે હું મ્હારા મનને પુછી રહું છું કે હું જે કંઈ કરૂં છું ત્હેના કરતાં, ત્હેના નાજુક આત્માના બ્હીતા બ્હીતા પ્રયત્નો હજારગણા વધારે સુન્દર અને વધારે પવિત્ર નથી શું ?...મ્હારા આત્માની અંદર મ્હને કંઈક કહી રહ્યું છે કે કુસુમ અવર્ણનીય સુન્દર છે....એને તો માત્ર પોતાના હાથ જ લંબાવવાના છે, અને તરત તે ત્હેના આત્માનાં અણમૂલ રત્નોથી ભરચક થઈ રહે છે; અને પછી,

જેમ નાનકડી અંધ બાલિકા, પોતાના બન્ને હાથ હીરા અને મોતીથી ભરેલ છે તે જાણ્યા વિના આપે, એમ ધ્રુજતે, અણજાણતે હાથે, એ પોતાના આત્માનાં અણમૂલ રત્નો વેરી રહે છે—અર્પી રહે છે....

ચન્દ્ર: અજબ છે, કુમુદ....જ્યારે તું મ્હને એના વિષે કહે છે ત્યારે હું ત્હને અને ત્હને એકલીને જ અભિવાદી રહું છું, અને ત્હને વધુ ને વધુ ચાહી રહું છું...તું એની પ્રશંસા કરૂં છું પણ એ પ્રશંસા ત્હારા જ ઉપર પાછી આવે છે અને આ જગતની અંદર કંઈ એવું નથી જે ત્હેને અન્યથા કરી શકે...એના પ્રત્યેનો મ્હારો પ્રેમ કદી ત્હારા પ્રત્યેના મ્હારા પ્રેમની બરોબર ન આવે, પછી ઈશ્વરે એમ ઈચ્છા કરી હોય તો પણ શું ?

કુમુદ: એ જ પ્રેમનો અન્યાય છે...તું ત્હારા ભાઈની મ્હારી આગળ પ્રશંસા કરે તો ત્હેમાં હું ત્હને જ વધારે સુન્દર નિરખી રહું...ઓ ચન્દ્ર ! મ્હારૂં હૈયું અશ્રુભારે ભરાઈ ગયું છે ને મ્હારા હોઠ ત્હારા હોઠને ઝંખી રહ્યા છે....મ્હને થાય છે કે પ્રેમીઓ તો સદા પ્રેમીઓજ છે ને તેમજ તે રહેવાનાં...

ચન્દ્ર: મ્હને પણ એમજ લાગે છે, કુમુદ....અને હમણાંજ ત્હેનો મ્હને અનુભવ થયો—હમણાં જ, જ્યારે કુસુમ સાથે હું વાતો કરતો હતો ત્યારે...મ્હને ત્યારે જ સમજાયું કે એનું કે મ્હારૂ બોલ્યું, એનું કે મ્હારૂ વિચાર્યું, કંઈ જ, અનિવાર્ય પ્રેમભાવ ઉપર અસર કરી નથી શકતું...

કુમુદ: હું અહીં આવી ત્યારે માનતી હતી કે સર્વ કંઈ શકય છે ને કોઇને જ દુ:ખ ભોગવવાની જરૂર નથી...

પણ હવે મ્હને સમજાય છે કે જીંદગી આપણી રચનાઓની અનુસાર વર્તવા ના પાડે છે–પછી જોઇએ તેટલી તે સુન્દર હો....અને મ્હને એમ પણ લાગે છે કે જો હવે વધારે વાર ત્હારી કને હું થોભું અને અન્યને દુ:ખ આપું, તો હું, જે તું છું, તે કદી ન રહું, ને તું, જે હું છું, તે ન રહું, અને આપણો પ્રેમ પણ જે આજ છે, તેવો કદી રહે નહીં...

ચન્દ્ર: એમ હોઈ શકે છે, કુમુદ...પણ એ સૌ છતાં, આપણે સાચના પંથે ન હોત ?...

કુમુદ: આહ ! ચન્દ્ર, આપણે સાચાં છીએ કે ખોટાં, એ અત્યંતજ ઓછી અગત્યનું છે....બહેત્તર તો એ, ધારૂં છું, કે સાચમાં જે નથી ત્હેમની આંખોમાં આંસુઓ આણવાને બદલે આપણી સમસ્ત જીંદગી અસાચમાં વ્યતિત કરવી...કહેવાનું સર્વ તો મ્હને ય કહેતાં આવડે છે, પણ કહ્યે શો **અર્થ** ? કારણ આપણા સુસુન્દર શબ્દો, કોક તેથી વધારે ઉંડાણના સત્યને જરી ય પલટી શકનાર નથી, એ આપણ ક્યાં નથી જાણતાં ?....આપણે તો એ જ સત્યને-જેને સુન્દર સંભાપણો **નથી** રૂચતાં-ત્હેને જ સાંભળવાની જરૂર છે...ગમે એ આપણે કરીએ ન કરીએ, પણ એતો વસ્તુ માત્રની સરળતાજ, આપણાં જીવનને દોરી રહી છે, અને એ જે સરળ છે, ત્હેની સામે ઝૂઝવું, એમાં તો પરાજય જ સમાયલો છે....આટલું બધું મોડુ થયા પછી. આપણને–ત્હને તથા મ્હને શા માટે મેળવ્યાં ? કોણ જાણે ? કોણ કહેવા હિંમત કરશે કે વિધિ અને દૈવ એક જ નથી ? ...આપણા આત્માના અવાજ સુણવાને આજ હું યત્ન કરી રહી છું અને મ્હને ચોખ્ખું સુણાઈ રહે છે કે એમણે

શાંતિથી જે કાંઈ યોજ્યું છે ત્હેને આપણા શબ્દો ભાગ્યે જ ફેરવી શકે...આ ક્ષણે આપણે એવાં ડાહ્યાં છીએ, ચન્દ્ર, કે સામાન્ય લોકો જો કદાચ આપણને જુએ તો જરૂર કહે કે "એમનો પ્રેમ ઠીજી ગયો છે," અથવા "સાચો પ્રેમ શું તે આપણે જાણતાં નથી"....કારણ ઘડીપલનાં ન્હાનારાંને આપણા સનાતન સ્નેહનાં સ્વપ્ન સુદ્ધાંતે નજ હોય...

ચન્દ્રઃ (હૈયા સરસી ચાંપી) કુમુદ ! મ્હારી કુમુદ ! ચાહું છું હું ત્હને અને કોક અનુત્તમ સ્નેહનો સંચાર આપણે વિષે થઈ રહેલ અનુભવું છું....

કુમુદઃ (ત્હેને ગળે હાથ વીંટાળી) હું ત્હને ચાહું છું, ચન્દ્ર ! ને જે સ્નેહનો સંચાર અત્યારે આપણામાં થઈ રહેલો છે તે અમ્મર છે....

[ મૌન. ]

ચન્દ્રઃ હવાં જ્યારે આપણે એકબીજાથી દૂર–દૂર હઈશું, અને આપણા આ અપૂર્વ સ્નેહની, સૌ સ્મૃતિઓની જેમ ઝંખવાઈ જતી, આછી ઝાંખીજ રહેશે, ત્યારે આપણી જીંદગી કેવી હશે, તેનો ત્હેં લગીરે વિચાર કર્યો છે ?...આવતે વર્ષે હું શું કરતો હોઈશ ? તું–એ એકાંતમાં–આવતે વર્ષે શું કરતી હોઈશ ?....કોક અકથ શૂન્યતામાં આપણા હાથ એકમેકને ઝંખતા લંબાઈ રહેશે ને એમ ને એમ થાકયાં જીગરના દિવસ ને માસ વ્યતિત થશે...હાય ! મ્હારી કુમુદ ! ...હું અશ્રુ નહીં સારૂં; એ ભવિષ્યના વિચાર માત્રથી મ્હને થાય છે કે આપણ બન્નેનાં હૈયાં ભાંગી ચુરેચૂરો થાય ત્યાં લગી તને હૈયા સરસી સજ્જડ ચાંપી રાખું....ગમે તેટલું આપણે મનાવીએ કે આપણો પ્રેમ વિયોગનાં એ વર્ષોમાં અવિકૃત ઝગી રહેશે છતાંય, આ જગની આપણી જીંદગી

તો એવી અનંત પળોની બનેલી છે કે જે પળોમાં સમુદ્ર અને વનપ્રાંતોને આવરતાં જોજનોનાં અંતર, આપણા આત્માની કુમળીમાં કુમળી સ્મૃતિઓને સ્થિર વિયોગની પ્રતીતિ કરાવતાં, અસહ્ય થઈ પડશે...

કુમુદ: હું જાણું છું એ, ચન્દ્ર....હું સારી રીતે જાણું છું કે જેમનાં દર્શન નકારાયાં છે તેવાં પ્રેમીઓને કેવળ ત્હેમના પ્રેમનું જ્ઞાન, ઓછું જ આશ્વાસન દઈ રહે છે...અહીં, કદાચ આપણે સુખી હોત...ત્યાં દુઃખ અચૂક આપણે માટે વાટ જોઈ રહ્યું છે...અને છતાંય આપણે બન્ને સમજીએ છીએ કે જે વસ્તુ હું કરવા માગું છું તે જ કરવી યોગ્ય છે...ત્હારાં અશ્રુઓને અટકતાં કંઈક કાળ લાગશે; ને મ્હારે ચિત્ત તો શોકજ્વાલ સનાતન જળ્યા કરશે; કારણ, ભલેને આપણે જાણીએ કે જે આપણે કરીએ છીએ તે સુન્દર છે, છતાંય આપણાં નેત્રો અશ્રુથી છલકાયા વિના તો નહી જ રહેવાનાં....અને છતાંય, તું મ્હને અહીં રાખવા માટે શબ્દ બોલી શકું તેમ હોઉં, તોય પણ, તું બોલું તેમ નથી.... જેની બીજાંને કશી દરકાર નથી, ત્હેને ચાહનારાંઓને, અચૂક, જે બીજાંઓ કદી કલ્પી શકતાં નથી, તેવું દુઃખ ભોગવવાનું આવી રહે...એનો કંઈ બદલો નથી, મ્હારા ગરિબ ચન્દ્ર,...અને આપણ બે, ત્હેની ઇચ્છા પણ રાખતાં નથી....

[ બન્ને જાય છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ: બુરજને તળીએ.

[ કુમુદ અને ચન્દ્ર પ્રવેશે છે. ]

કુમુદ: એક પળ પહેલાં જ મ્હેં એને જોઈ–ટાવરની ટોચે, બોલતાં સમુદ્ર પક્ષીઓથી વીંટળાયલી....આજ છેલ્લા ત્રણ ચાર દિવસ થયાં એણે સારોય કાળ ત્યાં જ ગાળ્યો લાગે છે. અને મ્હને જાણ નથી, કેવીક વિચિત્ર અંધાર છાયા મ્હારા આત્માને તટ તેથી કોક વખત પથરાઈ રહે છે. બ્હારથી તો એ ઓછી દુ:ખી દેખાય છે પણ અંતરમાં તો એ વધારે ઉદ્વિગ્ન લાગે છે. જાણે કોઈ ઉંડેરી યુક્તી એના નાનકડા ચિત્તમાં રચાઈ રહી હોય, એમ દેખાય છે....

ચન્દ્ર: પોતાની પૂર્વની જીંદગીને હસતી એ દીસે છે–ભૂતકાળની કુસુમને....હમેશ એને હોઠથી ગીત ઝરતું તું નથી દેખતી ?...કાંઈક અલક્ષિત ભેદી પ્રકાશ સારા ય એના હલનચલનમાં હું જોઈ રહ્યો છું....હું ઇચ્છું છું કે એ સંપૂર્ણ શાંત થાય ત્યાં સુધી ત્હારા વિદાયની વાત એને ફરીથી ન સૂણવા દેવી. જે કાંઈ અત્યારે એના આત્માનું પરિવર્તન કરતું માલૂમ પડે છે તે ત્હેના અંતરના છેક ઉંડાણમાં સ્થિર થઈ રહે ત્યાં સુધી થોભી જવું ઠીક છે...

કુમુદ: ના, હું એને આજે જ કહીશ...

ચન્દ્રઃ પણ તું કેવી રીતે જણાવી શકીશ ? ત્હને નથી લાગતું કે હમણાંની તો તે અત્યંત આપણી સમીપ આવી રહી છે ને ત્હેના અશ્રુઓ છતાં તે ત્હારામાં જીવે છે અને રાચે છે ? એને પુનઃ શોકમાં ડૂબવવી ત્હને ઠીક લાગે છે ?–કારણ તું જાઉં છું એ જોતાં એ જરૂર દુઃખી થશે, જાણે પોતાના વિધિ સર્વસ્વનું બલિદાન દેવાઈ ગયું હોય એવા કારી વિચારે....

કુમુદઃ બીજાનાં ભાગ્ય અને વિધિ તોલવાનો આપણો અધિકાર નથી, ચન્દ્ર......ઉપરાંત હું અહીં વધારે ટકું તો તે મ્હારા કરતાં વધારે સુન્દર થઈ રહે ને મ્હારૂં સૌન્દર્ય ઘટવા સાથે ત્હારો પ્રેમ ઘટી જાય....આથી જ અણઘટયા સૌન્દર્ય સાથે દૂર જવું હું વધારે પસંદ કરૂં છું....અને એને હું શું કહીશ ત્હેનો ય મ્હેં વિચાર કરી જોયો છે... જો કે પ્રથમ મ્હેં, એને ઓછું દુઃખ થાય માટે, સત્ય છુપાવવાનો વિચાર કરેલો...હસ નહીં, ચન્દ્ર...મ્હારામાં સામાન્ય સ્ત્રીઓ જેવું એટલું ઓછું રહેલ છે કે આમાં હું બીજી સ્ત્રીઓના જેવી છું જાણી તને સહજ આશ્ચર્ય થશે—કે મ્હારા અંતરના ઉંડાણમાં એમના જ જેવું નિર્બળ અને વાકુંચુકું ડહાપણ છે અને જયારે પ્રેમ હુકમ કરે ત્યારે ત્હેમની જ પેઠે, અસત્ય પણ એટલી જ જલ્દીથી મ્હારે મોંએ આવી રહે છે....આથી મ્હેં એવું એને કહેવાનો નિશ્ચય કરેલો કે હું ચન્દ્રને ન્હોતી ચ્હાતી, હું તો સાવ છેતરાઈ હતી, અને ત્હારો પણ મ્હારા પ્રત્યે પ્રેમ નષ્ટ થઈ ગયો હતો, અને અનેક બીજી નાની નાની વસ્તુઓ, જેથી એની નજરમાં હું હલકી પડું ને તેથી કરીને એનું દુઃખ ઓછું થાય....પણ સાચે જ, જયારે એનાં નિર્મળ અને

વિશાળ નયનો જોયાં ત્યારે મ્હને લાગ્યુ કે એમ કહેવું સાવ અશકય હતું, કારણ એ અસુન્દર અને તેથી અપવિત્ર હતું....કારણ આત્માને ડારી દઈ ઝીલેલ સુખ કરતાં, કોક ઉમદા કાર્ય વડે પરિણામેલ દુઃખ વધારે સારૂં નથી?... સાંભળ.... હું એને સાંભળું છું... ટાવરને દાદરેથી એ ગાતી ગાતી ઉતરે છે... આપણે છૂટાં પડી જઈએ ચન્દ્ર; હું એને એકલીજ કહીશ, કારણ મ્હને જે તે કહે છે તે હજી સુધી ત્હને કહી શકતી નથી; ઉપરાંત જ્યારે બે જણાં એકલાં હોઈશું, ત્યારે સત્ય ત્હેના ઉત્તરોત્તર સ્વર્ગમાંથી અવતરતું અનુભવાશે......

[ ચન્દ્ર જાય છે; પછી ધીમે ધીમે નજીક આવતી કુસુદના ગીતનો અવાજ સંભળાય છે. ]

"મ્હેં સૂણ્યું અહ: દ્વાર ભીડ્યું,—
 મ્હાર પ્રણયી જન જતાં !
મ્હેં સૂણ્યું તે હસી મીઠ્ઠું—
મ્હાર પ્રણયી નીસરતાં:
મ્હેં સૂણ્યું અહ: દીપક પ્રકટ્યો—
પુનઃ પ્રણયી પધારતાં:
અન્ય તેની અંગ હતું કો—
પુનઃ ગૃહ પ્રવેશતાં:
ને મૃત્યુને અહ: ન્યાળી શકી હું—
મૃત્યુ મુખ એને દીઠી:
આત્મરૂદને— અંત શ્વાસે—
મૃત્યુ જવાળે પ્રજળતી...."

[ કુસુમ પ્રવેશે છે.]

કુમુદ: ઓ કુસુમ! કેવાં પ્રભાપૂર્ણ ત્હારાં નયન આજ પ્રભાતે પ્રકાશી રહ્યાં છે?

કુસુમ: ત્હેનું કારણ છે, કુમુદ બ્હેન....એક સુન્દરતમ ઉર્મી મારે ઉર રેલાઈ રહી છે......

કુમુદ: મ્હને તે નહીં કહે, બ્હેન? સુન્દર વિચારનું તો જગત્ ભૂખ્યું છે, કુસુમ! તેને છૂપાવતી મા...

કુસુમ: ના, કુમુદ બ્હેન, હજી વાર છે....

કુમુદ: કહે, કહે, મ્હને; હું ત્હને સહાયભૂત થઈ રહીશ....

કુસુમ: એ જ મ્હને દૂભવે છે, કુમુદ બ્હેન; મ્હને લાગે છે કે હું કોઇને એ જણાવી રહું, કારણ હું પોતે એ જાણુતી નથી...પણ શબ્દો દ્વારા ત્હેને વ્યક્ત કરૂં તો મ્હને ભય લાગે છે કે ત્હેની સુન્દરતા ઉતરી જશે....

કુમુદ: એમ કેમ બને, કુસુમ? હું તો માનું છું કે એક સુન્દર વિચાર જ્યારે તેને કોક પ્રશંસે, ત્યારે વધારે સુન્દરતા ધારણ કરી રહે છે....

કુસુમ: લ્યો, લ્યો, કુમુદ બ્હેન!...નાનકડી કુસુમનેય પોતાની ગુપ્ત વાત ન હોય શું? તે તો ગુપ્ત જ રહેવાની ત્યારે...પણ કહો, તમે જો કુસુમ હો તો શું કરો?...એક સવારે કુસુમ કરતાં વધુ સુન્દર બીજી કુમુદ દેખાઈ હોય અને તેણે ચન્દ્રને ગળે કર વીંટયા હોય, તો તમે શું કરો?

કુમુદ: હું ધારૂં છું કે હું સુખી થવાનો પ્રયત્ન કરી રહું—એવું અનુભવીને કે કુળને માંડવડે વધુ પ્રકાશ રેલાયો છે, અને જેમ તું મ્હને ચાહી રહે છે તેમ હું ત્હેને ચાહી રહું, કુસુમ....

કુસુમ: ત્હમને એની ઈર્ષ્યા ન થાય, વારૂ ?

કુમુદ: હું ન કહી શકું, કુસુમ....ક્ષણેક...કદાચ... મ્હારા હૈયાને ઉંડાણ......; પણ તરત જ હું પિછાની લઉં કે અયોગ્ય છે ને મ્હારે સુખી થવું જોઇએ...

કુસુમ: સુખની મ્હારી પળ પ્રકટવાનો સમય થયો છે, કુમુદ બ્હેન !

કુમુદ: ફરી તું એક ક્ષણે અસુખી નહીં થાય, બ્હેન !

કુસુમ: મ્હારો આ વિચાર તદ્દન સારો છે એવી મ્હને ખાતરી થઈ રહે, તો જરૂર હું સંપૂર્ણ સુખી થઈ રહું...

કુમુદ: આવઆવડો ત્હને પ્રફુલ્લ અને પ્રસન્ન કરી રહે, એ વિચાર સારો ન હોય એમ બને ખરૂં ?...

કુસુમ: એ કહેવું કઠણ છે, કુમુદ બ્હેન ! ને હું તદ્દન એકલી છું...

કુમુદ: તો મ્હને શેં નથી કહેતી ? હું ત્હને જરૂર મદદ કરીશ...

કુસુમ: હા, હા, ત્હમે જરૂર મદદ કરશોજ...પણ અજાણ્યે તેમ કરો એમ ઇચ્છું છું....

કુમુદ: ત્યારે મારાથી કાંઈક ગુપ્ત રાખવા તું ઇચ્છે છે, નહીં વારૂ ?

કુસુમ: હા. એટલું જ કે એ સંપૂર્ણ સુન્દર નીવડી રહે ત્યાં લગી...

કુમુદ: ત્યારે એ એમ નીવડી રહેશે ?...

કુસુમ: જ્યારે હું જાણીશ...જ્યારે હું જાણીશ......
નાનકડી કુસુમ પણ સુન્દર થઈ શકે છે...અરે, ત્હમે બન્ને, ઘણું, અતિ ઘણું, ચાહી રહેશો...

કુમુદ: ત્હને ચાહીએ છીએ તે કરતાં સવિશેષ ચાહવું એ શકય છે, કુસુમ?

કુસુમ: ત્હમે જો હું હો, તો શું કરો એ જાણવાનું મ્હને બહુ મન થઈ રહ્યું છે...

કુમુદ: હું તો ત્હને સાનન્દ સૌ કહી રહું, કુસુમ!

કુસુમ: પણ ત્હેને કહે તો તો તે એક સરખું ન હોઈ શકે, ને સત્ય ત્હમને અશકય થશે...

કુમુદ: સત્ય ત્યારે હું નથી બોલતી શું?

કુસુમ: હા, હું જાણું છું, પણ અહીં ત્હમને અશકય થશે...

કુમુદ: આજ તું અજબ લાગે છે, કુસુમ! ચેતજે, કદાચ એ સત્ય ખોટું પણ હોય—જુઠું...

કુસુમ: ના, ના, પણ મ્હને ચૂમવા દો કુસુમ બ્હેન... પ્રત્યેક એ ચુંબન મ્હને ધીરૂ સુકુમળું સુણવી રહેશે કે એ ખોટું નથી–જુઠું નથી...

કુમુદ: ત્હારે નયને આજ અજબ પ્રકાશ વિલસે છે, મ્હારી નાનકડી કુસુમ!–જાણે અંતરતમ તારો આત્મા છલકાતો હોય...

કુસુમ: અને તમેય વધુ વિલસો છો આજ, જો કે એને ગુપ્ત રાખવા પ્રયત્નો છો, છતાં...

કુમુદ: મ્હારે પણ ત્હને કંઈક કહેવાનું છે, કુસુમ...

કુસુમઃ શું છે, શું છે એ, કુમુદ બ્હેન ?...ત્હમેય મ્હારી જેમ ભયભીત દીસો છો...કદાચ આપણે બન્ને એક જ વસ્તુ વિચારીએ છીએ, શું ?...

કુમુદ: કઈ વસ્તુ, કુસુમ ?

કુસુમઃ કંઈ નહીં, કંઈ નહીં; એતો અમસ્તુ બોલાઈ ગયું...એકદમ કહો મ્હને, શું છે એ ?

કુમુદઃ મ્હને ભય છે કે તું કદાચ તેથી દુઃખી થશે, કુસુમ, જો કે ત્હને તેથી સુખ ઉપજવું જોઇએ છીએ...

કુસુમઃ પુનઃ કદીય મ્હારાં આંસુ નહી ઝરે, કુમુદ બ્હેન !

કુમુદઃ (ત્હેનો હાથ હાથમાં લઈ) એનો શો અર્થ છે ? કુસુમ ! તું કાંઈ અજબ રીતે એ બોલી...

કુસુમઃ ના, ના, હું હવાં કદી નહીં રડું, એટલો જ... મ્હને એ કાંઈ ઓછું સુખકર છે ?

કુમુદઃ મ્હને ત્હારાં નયનોમાં જોવા દે, કુસુમ !...

કુસુમઃ જુઓ, જુઓ...ને પછી કહો કે માંહ્ય શું જોયું...

કુમુદઃ ઘણુંયે આપણે કહી રહીએ જે આત્મા આંખ્યો દ્વારા પ્રકાશી રહે છે પણ જ્યારે એમાં ઉંડેરૂ ન્યાળીએ છીએ ત્યારે તો એ અદૃશ્ય થતો જણાય છે...અને અહીં ઉભી ત્હારાં નયનનાં નિર્મળાં પાણીને નિહાળું છું ત્યાં તો ત્હેઓ મ્હને કાંઈ અગોચરૂ પુછતાં જણાય છે...નહીં કે હું એમને પૂછતી....

[ મૌન ]

કુસુમ: કુમુદ બ્હેન...

કુમુદ: કુસુમ...

કુસુમ: ત્હમે શું કહી રહ્યાં હતાં ?......

કુમુદ: આવ, મારી કરલતાએ વીંટળાઈ રહે, કુસુમ ! હાય, જરાકેક વારમાં તો મ્હેં ત્હારૂ સર્વસ્વ છીનવી લીધું હોત....

કુસુમ: ખિન્ન છો ખરાં, કુમુદ બ્હેન ?

કુમુદ: ના, ના, હું ખિન્ન નથી, કારણ તું સુખી થનાર છે....

કુસુમ: ત્હમારાં ભારે અશ્રુદળને લોહી નાંખવા દો મ્હને....

કુમુદ: ના, તેનું તને દુઃખ ન હો, કુસુમ ! અને જો, તું રડશે તો ત્હારાં નયન મ્હારાં નયન કરતાં વધારે વ્હેલાં લૂછાવવાની જરૂર છે...આવ, અહીંજ આપણ બે બેસીએ... આ ટાવરને ઉમ્મરે...જેથી ત્હારૂ મુખ મ્હારા મુખશુ, પ્રથમ મળ્યાં તે સમ, મંડાઈ રહે...યાદ છે ? એ તળાવડી નજદીકની સાંઝ ? એક મહિનાથી વધુ સમય વીતી ગયો એને, કુસુમ ! અને તે દરમીયાન તો કેટકેટલી ય ઘટનાઓ બની ગઈ...આપણા ભાગ્યને ઓવારે...અને કંઈક કંઈક નવીન પ્રકાશ પણ પથરાયો આપણા આત્માને આંગણુ.... ત્હારા ઓઠ દે મ્હને, કુસુમ ! બે માનવ આત્માઓ અન્યો-ન્યને રસભર્યું અને સભર ચુંબી રહે એવું આપણે સુરસિક ચુંબી રહીએ...આવો સુખદ અને મીઠો સમય આપણે માટે વધુ યોજાયો નથી...કારણ કાલ તો હું જાઉં છું...અને આ અંતિમ મિલન કાળે જે કાંઈ આપણે કહીએ તે

ગરીબડાં આપણાં હૃદયોને માટે અતિ ગંભીર અને અગત્યનું હોવું જોઈએ, નહીં ?...

કુસુમ: ત્યારે ત્હમે આવતી કાલે જવા ઈચ્છો છો ?

કુમુદ: હા, આવતી કાલે. એજ હું ત્હને કહેવા માગતી હતી. પ્રથમ એ સત્ય ત્હને જણાવવા નહોતી ઈચ્છતી કે ત્હને સહસા દુઃખ ન સાંપડી રહે...પણ મ્હારે નયન તું એટલી સુન્દર દીસે છે ને ત્હારા વિષેનો મારો પ્રેમ એટલો ઉચ્ચ થવા પામ્યો છે કે એમ કરતાં મ્હારૂ દિલ પાછું હઠે છે....જે શોકની વેદના વડે આપણે અન્યોન્યને સવિશેષ ચાહીશું, તેથી ત્હને અવિદિત શાને રાખવી ? ઉપરાંત, જ્યારે લોક આપણે ત્રણે જેમ મથ્યાં તેમ નિજ જીવનને કોક સત્ય અને સૌન્દર્યને માર્ગે રચવા મથી રહ્યાં છે, ત્યારે જરૂર વાતાવરણમાં એવું કોઈક અદ્ભૂત પરિવર્તન થઈ રહ્યું ભાસે છે કે નાનીસુની ય અસત્યની કથની કે વિચારણાય ત્હેને અનુકૂળ નથી દીસતી......અને તેથી જ હું ત્હને તદ્દન સરળ ભાવે કહું છું કે તું સુખી થઈ રહે એ માટે હું કાલ અહીંથી જઈશ–હૈડે એવા સંતોષથી કે મ્હારા જવાથી ત્હને કેટલુંક દુઃખ થશે અને તું મ્હારા એ સ્વાર્થ ત્યાગમાં ત્હારોય ફાળો દઈ રહેશે...કારણ આપણ ત્રણે જણ આપણા થકી પર કોક અનન્ય અને અનામી ભાવનાને માટે આ આત્મભોગ આદરી રહ્યા છીએ, એમ નથી લાગતું, કુસુમ ? આમ છતાં ય આ પણ એક વિચિત્ર છે કે હું ત્હને ચાહું છું, હું ચન્દ્રને ચાહું છું...ચન્દ્ર આપણ બન્નેને ચાહ્ય છે,...તું મ્હને અને ચન્દ્રને ચાહ્ય છે...અને છતાંય આપણે ત્રણે સાથે સુખી નથી રહી શકતાં...કારણ માનવ જાત એ રીતે જોડાવા યોગ્ય નથી થઈ...આથી જે જાતના

ભાવે કરીને હું જવા ઉદ્યુક્ત થઈ છું તે જ ભાવ તું એ સ્વીકારી લેજે એમ મ્હારી તને વિનંતી છે. અને એ રીતે સ્વીકારતાં, ઓ મ્હારી કુસુમ ! કદાચ ત્હારો સ્વાર્થ ત્યાગ મ્હારા કરતાં ય અદકો થઈ રહેશે, તેમ ત્હારૂં કૃત્યે ઓછું સુંદર નહી લેખાય...કારણ એ તો સાચું જ છે કે જેની ખાતર સ્વાર્થ ત્યાગ કરાય છે તેના કરતાં જે તે કરે છે તે વધારે સુખી છે...હું તને ચ્હાહું છું, કુસુમ; અને તને હૈયાસરસી ઉંડેરી ચાંપવા ઇચ્છું છું...અને, આ સમે, તને એવું નથી લાગતું–આ સમે, જ્યારે આપણ અન્યોન્યને આ પ્રમાણે સદ્રઢ આલિંગી રહ્યાં છીએ અને સરલતમ આત્માના સત્યને પિછાની રહ્યાં છીએ–તે સમે, તને નથી લાગતું કે આપણાથી કોક વધારે સબળ તત્વ આપણને અંદરથી પ્રેરી રહ્યું છે ?...

કુસુમઃ કાલ ન જતાં, કુમુદ બ્હેન.

કુમુદઃ કાલ કેમ નહીં, આમે જવું તો મ્હારે છે જ...

કુસુમઃ હું ઇચ્છું છું કે મ્હારે જે કંઈ કહેવાનું છે તે હું કહું તે પહેલાં નહીં...

કુમુદઃ તું મ્હને તે કહેશે તરત જ ?

કુસુમઃ હા, કારણ હવે મ્હને ખાત્રી છે...અને તમે જે હમણાં મ્હને કહ્યું તે ચન્દ્ર જાણે છે શું ?...

કુમુદઃ હા.

કુસુમઃ હવે મ્હને ગ્લાનિ નથી, કુમુદ બ્હેન...

કુમુદઃ તને કહ્યા વિના હું ગઈ હોત તો તું શું કરત, કુસુમ ?

કુસુમ: હું તમને અનુસરત ને તમને પાછાં અહીં લાવી રહેત, કુમુદ બ્હેન...

કુમુદ: અને હું ન જડી હોત તો—

કુસુમ: તો તો સારૂં ય મ્હારૂં આયુષ્ય ત્હમને ગોતવામાં વીતાડી રહેત...

કુમુદ: મ્હને ભય છે કે હું જઈશ તે પહેલાં કદાચ તું જતી રહેશે—એવો તો ત્હારો વિચાર નથી ને?

કુસુમ: ના, ના, કારણ તેમાં તો દુઃખ રહેલ છે, ને મ્હારો વિચાર તો સુખથી છલકતો છે...અલબત્ એક કાળે મ્હેં એવો વિચાર કરેલ કે કશું ય કોઈને જણાવ્યા વિના ચાલ્યા જવું, પણ હવાં...

કુમુદ: હવાં તું નહી જાય કેમ?

કુસુમ: ના, ના, મ્હારાં કુમુદ બ્હેન: કિલ્લો છોડી હું કયાંયે નહીં જાઉં....

કુમુદ: ત્હારા આત્માના ઉંડેરા ઉંડાણમાંથી આ પ્રતિજ્ઞા કરે છે તું?

કુસુમ: હા, મ્હારા આત્માના ઉંડેરા ઉંડાણમાંથી, અને મ્હારા અનંત સુખની ભાવના થકી, કુમુદ બ્હેન....

કુમુદ: કદાચ હું ન આવી હોત તો સારૂં થાત...

કુસુમ: તો તો કદાચ હું સુખી–અસુખી છું તે જાણવા પ્રસંગ જ ન મળ્યો હોત, કારણ હું નહિવત્ હતી...

કુમુદ: નિર્દોષ ને મિઠ્ઠી નિદ્રામાં પડેલને જગાડવાં એ કદાચ ઠીક તો ન જ ગણાય...

કુસુમઃ કેમ નહીં ? હું તો ધારૂં છું કે પુનઃ તેઓ નિંદરવા ન માગે એ જ ઠીક છે...નેત્રો મ્હારાં બંધ હતાં એ વેળાનો હું વિચાર કરૂં છું ત્યારે જરૂર મને લજ્જા ઉત્પન્ન થયા વિના નથી રહેતી...તે કાળનાં મ્હારાં ચન્દ્રને અપાતાં સર્વ ચુમ્બન કોક અણજાણી અંધબાળાની જેમ હતાં...પણ એમાં સૌ મ્હારોજ દોષ હતો, એવા નહિવત્ જીવન જીવવામાં !...જ્યારે હવાં આજ રાતે ત્હેને સૂતેલ જોઈ...પછી...હું તમને કહીશ, કુમુદ બ્હેન !...

કુમુદઃ (તેને હૈયા સરસી ચાંપીને) કુસુમ, મ્હારી નાનકડી કુસુમ...

કુસુમ: પછી મેં ત્હેને ચૂમ્યો, પણ તે ન જાગ્યો. અને બારીનાં નીલ પટમાંથી તારાઓના પ્રકાશ મેં નીરખ્યા, અને મ્હને લાગ્યું કે સારૂં ય એ તારામંડળ મ્હારા આત્મામાં કોક અદ્ભુત સ્વર્ગ રચવા ઉતરી આવે છે...ઓ મ્હારી ગરિબ કુમુદ, તું તે કદીય નહીં જાણે—કારણ તું તે સદૈવ જાણે છે...પણ જેને આપણે વ્હાતાં હૃદયે ત્હેને "હું તને ચાહું છું" એમ કહેવા શક્તિમાન થવું, ઉઘાડી આંખે એમ કહેવા પ્રેરાવું !...હવાં હું સમજું છું તે...મ્હને ખબર નથી પડતી કે શા સારૂ આટલી વેળ હું જતી રહેવા વા મરણ શરણ થવા ઇચ્છતી હતી...હું સુખી છું, અને એ સુખમાં મરવા ઇચ્છું, જેથી છું તેથી ય વધુ સુખી થઈ રહું...

કુમુદઃ અનંત સુખને આંગણે ઉભી મૃત્યુનો વિચાર કરવો ભયંકર છે....હું તને ખરૂં પૂછે તો કહી રહું કે તને જે વિચાર જડ્યો છે તે...

કુસુમ: હા....

કુમુદઃ એજ વિચાર છે ? મૃત્યુનો ?...

કુસુમઃ ના, ના, એવા વિચાર તો નાની કોઈ નાદાન છોકરીને આવી રહે...

કુમુદઃ હા. ખરૂં છે. પોતાના પ્રેમની એક જ એ સાબીતી પૂરતો એવો વિચાર નાદાન અંધહૃદયને જ આવી શકે...જ્યારે, તેથી ઉલટું, જેઓ ઉંડેરૂ ન્હાય છે, તેમણે તો જીવન જીવવું જ જોઇએ; અને જેમ જેમ વધુ જીવીએ, તેમ તેમ જીવનની વધુ દરકાર કરી રહીએ...અને ખરેખર, એ તો કોક ત્રાહિત જન આપણા પ્રેમમાં વિક્ષેપ નાંખવા ઇચ્છતું હોય તે જ એવી, નિર્દોષ મૃત્યુને એની વચમાં નાંખવાની, ભયંકર યોજના યોજી શકે....

કુસુમઃ હું ય ત્હારે સૌ કબૂલી દઉં, કુમુદ બ્હેન ?

કુમુદઃ સૌ જ કહે મ્હને, જેમ મ્હેં તને સર્વ કાંઈ કહ્યું તેમ, કુસુમ. આપણ બન્નેની વચમાં નાનો સૂનો ય પડદો નથી એ અનુભવ પણ ઓછો સુખદ, ઓછો મિઠ્ઠો તો નથી જ...

કુસુમઃ ક્ષણેક મ્હને એવો વિચાર હતો...

કુમુદઃ મૃત્યુનો ?

કુસુમઃ હા, અતિ અગાડી...પણ તરત જ તમે મ્હને જે અત્યારે કહ્યું તેવું જ મ્હેં મ્હારી જાતને કહેલ, અને તે પછી બીજું જ કંઈ મ્હને સૂઝયું...

કુમુદઃ અને તે શું ?

કુસુમ: અરે, તદ્દન જુદું જ, જીવન પ્રત્યે ઢળતું...પણ ત્હેને કહેવા હજી અવસર નથી યોજાયો...તમે તે જોશો... હું તમને ચૂમું છું, કુમુદ બ્હેન...મ્હને ખબર નથી પડતી એવો અનુભવ થઈ રહે છે...જાણે મ્હારે અંતરતમ, તમે હમણાં જ ન કહ્યું તેમ, મ્હારો આત્મા છલકાઈ જાય છે...અને તમે મ્હારી જગાએ હો તો શું કરો એ સર્વથા હવાં મ્હને સમજાઈ રહે છે...

[ એકમેકને કરલતાએ લટકતાં ઉભય જાય છે ]

## અંક ચોથો.

### પ્રવેશ પહેલો.

સ્થળ: સમુદ્ર સારો ય નીરખતી એક અગાશી.

[ કુમુદ ને કુસુમ પ્રવેશે છે ને અન્યોન્યને મળે છે ]

કુમુદ: જો, જો, કુસુમ, સાગર પર સૂર્યોદય થાય છે, અને જલોમિઓ શાન્ત ને સુભગ આનંદમાં ધીરૂં થનગને છે. પ્રભાતનાં સુખદ પરિમળ તથા સુમધુર શાન્તિ જાણે સારા ય વિશ્વમાં પોતે એકાકી વર્તે છે એમ માનીને જણાવી રહે છે, ને પ્રત્યેક તેને શબ્દે એ પ્રભાતી લીલાનો કંઇક અંશ અવતરી રહે છે, નહીં ?...સૌ દિવસોમાં આજનો દિવસ સર્વ સુન્દર થઈ રહેશે, કુસુમ; શું તે મ્હારી વિદાયનો દિવસ થશે ?

કુસુમ: ના, ના, તમે ન જશો...

કુમુદ: તું કેવી સુન્દર છે, કુસુમ—પ્રભાતે પ્રભાતે તું વધુ ને વધુ સુન્દર થતી જાય છે...મ્હને તું નહીં કહે શા થકી તું આવડી પ્રકાશપૂર્ણ શોભી રહી છું ? શું તું અપરિમિત ત્હારા આત્માની નિર્દોષતામાં મ્હાલી રહેલ છે વા હુંથી અજાણુ એવા કોક દેવની આરાધનામાં તું મગન છે—અથવા અત્યાર સુધી ન વ્હાયેલ એવા અનર્ગળ પ્રેમ થકી તું ન્હાઈ રહેલ છે ?...

કુસુમઃ હા, હું ધારૂં છું કે મ્હારો પ્રેમ મહત્તર છે, કુમુદ બ્હેન.

કુમુદઃ મ્હારા ખંડની બારીમાંથી મ્હેં તને હમણાં જોઈ ને હું તને મળવા આવી. મ્હને ભય લાગ્યો, કુસુમ... તું આખું ય ત્હારૂં શરીર ટાવરની ટોચ પરની એ જીર્ણ પડુપડુ થઈ રહેલી ભીંત પર ટેકવી નીચી નમતી હતી. ક્ષણેક મેં કલ્પ્યું કે પથ્થરો એક પછી એક તેના ખરી પડતા હતા. લોહી મ્હારૂં ફટકી ગયું—હું ફીક્કી પડી ગઈ—પૂર્વે કદી ન અનુભવેલ એવાં શીત મ્હારે હૈયે આવી ગયાં.... મ્હને લાગ્યું મ્હારૂં જીવન મ્હારા હોઠ પર ધ્રુજતું હતું. પહેલી જ વેળ મ્હારે મુખ જીવનનો સ્વાદ મેં અનુભવ્યો—જીવનનો કે મૃત્યુનો?...બારી મ્હેં ઉઘાડી ને તને અટકાવવા આર્ત ચીસ પાડી ઉઠી; પણ તું તે ન સમજી... વિધિ તો ફાંટાબાજ છે ને તું તેને આ રીતે લલચાવવામાં ભૂલ કરે છે. તું ત્યાં શું કરતી હતી જે? આજ ત્રીજી વખત મ્હેં તને એ ટાવર પર જોઈ...ત્હારા હાથ એ પથ્થરો ખેંચતા દીસતા...શું તું કરતી હતી, કુસુમ? અવકાશમાં કંઈક શોધતી તું જણાતી...

કુસુમઃ હા, હું કંઈક શોધતી હતી...તમે તે નથી જાણતાં? કોઇએ તમને નથી જણવ્યું?...પણ મ્હારે વિષે બ્હીવાનું કાંઈ કારણ નથી...જીર્ણ એ ટાવર મજબૂત છે; આપણ સર્વ કરતાં એ વધુ ટકનાર છે. તો શા માટે એને ગોઝારૂં નામ આપીએ? અત્યાર સુધી કોઇને ય તેણે કદી ઇજા નથી કરી; અને પથ્થર તો તેના અચળ છે; હું તે સૌ કરતાં વધુ સારી રીતે જાણું છું...પણ તમે તેને નથી દીઠું? અહીં તમારી સાવ નજદીક કંઈક થાય છે, ને તમે

તે નથી જાણતાં ?...પાંચછ દિવસ પૂર્વે એક ચમત્કારી પક્ષી આપણી તરફ આવ્યું છે, અને મ્હારા ટાવર ફરતું તે અશ્રમિત ઉડયાં જ કરે છે...તેની પાંખ્યો લીલી છે—વિચિત્ર, ફિક્કી લીલાશ પડતી, અજબ ને અકલ્પ્ય. વળી તે સાથે એક બીજી ય અદ્દભુતતા છે; અને તે એ કે એ પક્ષી પ્રતિદિન વધતું જતું જણાય છે...કોઈજ મ્હને નથી કહી શકતું કયાંથી—કિયા દેશથી એ આવ્યું છે...ભીંતના એક બાકાંમાં તેણે પોતાનો માળો બાંધ્યો છે, એમ ધારૂં છું; અને ત્યાં તમે મ્હને નીચી નમતી નીરખેલી...

કુમુદઃ સોનાની આ મોટી કુંચી જેને તું રમાડી રહી છે તે એ ટાવરની છે ?...

કુસુમઃ હા; તમને યાદ છે તમે આવ્યાં તે દિવસે એ પડી ગઈ'તી...

કુમુદઃ મ્હને આપ જોઇએ એ...

કુસુમઃ શા માટે ?...

કુમુદઃ હું જઉં ત્યાં સુધી તેને મ્હારી કને રાખવા હું ઇચ્છું છું.

કુસુમઃ પણ શા માટે, કુમુદ બ્હેન ?

કુમુદઃ હું ભાગ્યે જ તે જાણું છું...હું દૂર પહોંચુ. ત્યાં સુધી થંભી જા, કુસુમ, અને એ લીલી પાંખોવાળા પક્ષીને ય થંભવા દે, બ્હેનાં !...ખરાબ એક સ્વપ્ન મ્હને આવેલ, ને તેમાં એ પક્ષી જણાયેલું...

કુસુમઃ આ રહી કુંચી, કુમુદ બ્હેન...તમને આપવામાં કંઈ હરકત નથી...એ ભારે છે...

કુમુદ: હા, ઘણી ભારે છે, કુસુમ.

કુસુમ: મ્હને ચૂમો, કુમુદ બ્હેન...તમને મ્હેં દુ:ખી કર્યાં ?...

કુમુદ: અત્યાર લગી તેં કોઈને ય દુ:ખી નથી કર્યાં... ત્હારી આંખોમાં અશ્રુ ઉભરાય છે...

કુસુમ: એ તો તમને ચૂમતી વેળ મેં સૂર્ય સામું એક વખત જોયેલ તેથી...ફરીથી મ્હને ચૂમો...હું ચન્દ્ર કને જાઉં છું, તેણે આજ વ્હેલા ઉડવા મ્હને કહ્યું છે...જય જય, કુમુદ બ્હેન...

કુમુદ: (ધીમેથી) જય જય, કુસુમ...

[ કુસુમ જાય છે. એના દૂર જતા સુધી કુમુદ ત્યાં જ થોભે છે, ને પછી અગાશીને દૂરને છેડે જઈ ક્ષણેક એ સોનાની કુંચી જોઈ રહે છે, બાદ અણધાર્યા બળથી તેને સાગરજલમાં ફેંકી દે છે. પોતે ય તે પછી જાય છે. ]

## પ્રવેશ બીજો.

સ્થળ: કિલ્લાનો એક ખંડ.

[ રાજબા એક બાજુએ ખાટમાં નીંદરે છે. નાની પાંખડીને લઈ કુસુમ પ્રવેશે છે. ]

કુસુમ: દાદીમાને પહેલાં આપણે ચૂમી લઇએ; કારણ આપણે ગયા પછી કોણ બાને ચૂમશે વારૂં ? અને છતાંય બીજાંને જેટલી અગત્ય છે તેટલી જ આપણી ચૂમીઓની બાને ય જરૂર છે...પણ તેને કશું કહેતી ના...કુમુદે મ્હારી ટાવરની કુંચી લઈ લીધી કારણ તેને બ્હીક લાગી. પણ મેં બીજી કુંચી શોધી કાઢી,–પેલી આપણે ખાવાઈ ગઈ ધારી’તી તે જ. હવે આપણે કોઈ ન જાણે તેમ છાનામાંનાં ત્યાં જશું ને હરિયાળા એ પંખીને હું પકડી લઈશ...

પાંખડી: ને પછી તરતજ તે મ્હને આપશો, નહીં ?

કુસુમ: તું કશું નહીં બોલે તો તને તે આપીશ. પણ સાવચેત રહેજે. હું દાદીમાને જગાડું છું...દુઃખી તો હું નથી દીસતીને, પાંખડી ?...

પાંખડી: તમને સુખી કરી શકે તેવું કંઈક હું કહું, કુસુમ બ્હેન ?

કુસુમ: પણ જે કહે તે સાચું કહેજે...દાદીમાને ન લાગવું જોઇએ કે હું દુઃખી છું. તું જાણે છેને ઘણી વેળ

આપણે અતિ સુખી હોઇએ છીએ ત્હોય લોક ભૂલો કરે છે ને માને છે કે આપણે રડીએ છીએ...તને તો નથી જણાતું ને કે હું રડી છું ?

પાંખડીઃ બરાબર મ્હને એક નજરે તમારા તરફ જોવા દો.

કુસુમઃ દેખાય છે કંઈ?

પાંખડીઃ બરાબર મ્હારી કને આવી રહો, કુસુમ બ્હેન...

કુસુમઃ હું તને મ્હારા હાથમાં ઉંચકી લઉં ને ચૂમું... કશું ય તને નથી જણાતું ને ?...

પાંખડીઃ કયારે તમે રડો છો તે કોઈ જ નિશ્ચે ન કહી શકે; અતિ માર્દવભર્યું તમે રડો છો, કુસુમ બ્હેન.

કુસુમઃ પણ હું જરા ય રડી જ નથી. એ તો ધુમાડાને લીધે કે એવું કંઈક બીજું દેખાતું હશે...અને જો જે, યાદ રાખજે, એકલી હઉં ને જો તને આજ તેઓ પૂછે કે "હું કંઈ બોલી હતી, મ્હેં કંઈ કર્યું હતું, મ્હારો ચ્હેરો ફિક્કો હતો વા ઉદાસી હતો"—તો એકદમ કશો જ ઉત્તર ન આપતી...પણ ધીમેથી કહેજે કે "હું તદ્દન ખુશાલીમાં હતી, મ્હારૂં મ્હોં સદાય હસતું હતું;" અને તું જોઉં છું જ ને કે હું બધો જ વખત હસ્યાં જ કરૂં છું તે...તો બરાબર સાવધાન રહેજે, હું હવે દાદીમા કને જઉં છું... હાય ! કેવા તે ત્યજાયેલી દીસે છે !...(રાજબાને હોઠ એક ભરી ચૂમી તે દઈ રહે છે) દાદીમા...(રાજબા નથી જાગતી) હું છું એ તો, દાદીમા......કેવી ગાઢ નિદ્રામાં તે છે... દાદીમા, હું તમને છેલ્લા 'જય જય' કરવા આવી છું...

રાજબાઃ (જાગીને) આહ્, તું છે એ, કુસુમ ?...

કુસુમઃ હા, દાદીમા, પાંખડી ને હું તમને ચૂમવા આવ્યાં છીએ, કારણ આજ અમે ફરવા જઈએ છીએ...

રાજબાઃ કઈ બાજુએ જશો ?

કુસુમઃ હજી તે નક્કી નથી કર્યું, પણ દરરોજ કરતાં વધારે આઘે જશું...અને સ્હાંજ સુધી પાછાં નહીં આવીએ. જોઈતું સૌ તમારી કને છે, દાદીમા ? કુમુદ બ્હેન આવશે ને મ્હારે બદલે તમારી સૌ સંભાળ લેશે. પથારી ને ઉશીકાં બરોબર ગોઠવું, બા ? જરા ય ઇજા વિના તમને ઉંચાંનીચાં કરતાં હું જ એક જાણું છું. પણ કુમુદ બ્હેન તે શીખશે હવાં. તે એટલાં ડાહ્યાં છે કે એક વખત તમે તેને બતાવશોને તો તે તરત જ સમજી જશે...હું બોલાવું તેમને ?...

રાજબાઃ ના, ના; તું આવતા સુધી હું સૂઈ રહીશ મ્હારી મેળે...

કુસુમઃ 'જય જય,' દાદીમા, 'જય જય'......

રાજબાઃ જય જય, કુસુમ; રાત પડતાં પહેલાં ઘર તરફ પાછાં વળજો બન્ને...પાંખડીને લઇને.

[ કુસુમ ઉતાવળે જાય છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ: કિલ્લાનો વચલો ખંડ.

[ પાંખડીને લઈ ઉતાવળે જતી કુસુમને ચન્દ્ર મળે છે. ]

ચન્દ્ર: આવડી ઉતાવળે ક્યાં જાય છે, કુસુમ ?

કુસુમ: કંઈ નહીં, ચન્દ્ર...આ સૂરજના તાપમાંથી છાંયડાની શોધમાં...

ચન્દ્ર: ખરેખર, આજ જાણે ભીંતનાં પથ્થરો પણ પીગળતા લાગે છે, અને સાગર જાણે ભભુકતા સરવર સમો થઈ રહ્યો છે. વનશ્રી ય સારી ચિતા શી જળી રહી છે; અને સૂર્ય વિકાળ સિંહ સમો સારા ય આકાશને ગળી જવા તત્પર ન થયો હોય એમ દેખાય છે...ચૂમ મ્હને, કુસુમ, કારણ પ્રભાતની રહી સહી કંઈક પરિમળ ત્હારા હોઠ પર જરૂર જડી આવશે...

કુસુમ: ના, મ્હને વખત નથી; તેઓ સૌ મ્હારી રાહ જોઈ રહ્યાં છે—આજ સાંજે મ્હને મનભર ચૂમજે, ચન્દ્ર...

ચન્દ્ર: એવું તે શું છે, કુસુમ ?

કુસુમ: અરે, છેક નજીવું ને તરતજ પૂરૂં થઈ જાય તેમ છે...

ચન્દ્ર: તું શું કહે છે ?

કુસુમ: કંઈ નહી, કંઈ નહી...ઉતાવળે ચૂમ મ્હને, ચન્દ્ર...

[ કુસુમ ચન્દ્રને એક સજ્જડ ચૂમી દે છે. ]

ચન્દ્ર: અરે !...મ્હારો હોઠ લોહી ભીનો......

કુસુમ: શું ?

ચન્દ્ર: લોહીનું ટપકું...નાનકડા ત્હારા સુન્દર દાંત મ્હને વાગ્યા, કુસુમ...

કુસુમ: અરે, હું તો નાનું...નાનું વરૂ છું... મેં તને રંજાડયો, ચન્દ્ર ?...

ચન્દ્ર: ના, જરાયે નહી...કંઈ જ નથી એ તો...જો, જો, કયારનું ય તે રૂઝાઈ ગયું...

કુસુમ: અરે, હું તો નાનું...નાનું વરૂ છું...કેટલા વાગ્યા ?

ચન્દ્ર: હમણાં બપ્પોર થશે.

કુસુમ: બપ્પોર ? અરે, તો તો મ્હારે સત્વર જવું જોઇએ...તે બધાં મ્હારી વાટ જોઈ રહ્યાં છે...'જય જય,' મ્હારા ચન્દ્ર...

ચન્દ્ર: કુસુમ, કુસુમ, કયાં જાય છે તું ?

કુસુમ: (નાની પાંખડીને સંગાથે લઈ ગાતી ગાતી ચાલી જાય છે.)

"મ્હેં સૂણ્યું અહઃ દ્વાર ભીડ્યું—
બ્હાર પ્રણયી જન જતાં !
મ્હેં સૂણ્યું તે હસી મીઠડું—
બ્હાર પ્રણયી નીસરતાં......"

[ ચન્દ્ર તેને જોઈ રહે છે, ને પછી જાય છે. ]

## પ્રવેશ ચોથો.

સ્થળ: ટાવરની ટોચે.

[ કુસુમ ને પાંખડી પ્રવેશે છે. ]

કુસુમ: જો, અહીં આવ્યાં હવે, પાંખડી, આ ટાવરની ટોચે, હવે શું કરવું તે આપણે જાણવું જોઈએ...વ્હા... શી ઉજ્જવળતા સારાં ય અવનિ ને આકાશ ભરતી પથરાઈ રહી છે! સૌ દિવસો કરતાં આવડો બધો સુન્દર આજનો દિવસ ક્યાંથી?...

પાંખડી: ક્યાં છે એ હરિયાળું પંખી, કુસુમ બ્હેન?

કુસુમ: અહીંઆં જ છે, પણ હમણાં તે આપણને નહી જણાય...એક બે પળમાં ભીંત પર નમશું, પણ તે પહેલાં જોઈ લ્યો આપણી આસપાસ. કિલ્લો ને વાડાઓ, વન ને વાટિકા ચોપાસ દેખાય છે. ને સમુદ્રને આરે સૌ જ પુષ્પો પ્રફુલ્લ ખીલી રહ્યાં છે...ઘાસ પણ લીલુંછમ વિસ્તરી રહ્યું છે...કુમુદ બ્હેન નથી જણાતાં...અરે, જો, જો, પેલો ચન્દ્ર... ત્હેની રાહ જોતો ઉભો છે...નીચી નમ, આપણે સંતાઈ જઇએ; આપણે અહીં છીએ તે તેણે ન જાણવું જોઈએ. ટાંકીની નજદીક તે છે, ત્યાં જ મેં કુમુદ બ્હેનને જગાડેલ એક દિન...

પાંખડી: કુસુમ બ્હેન, કુસુમ બ્હેન, જુવો તો ખરાં અહીં...મીઠલડા ફૂલ રોપ રોપતો પેલો આપણો માળી દેખાય....

કુસુમ: તું તેમનાં પુષ્પોને પ્રકટતાં ને પ્રફુલ્લતાં જોશે પાંખડી, ને મ્હારે કાજ ચૂંટી આણશે...આવ, આવ, નથી જોયું જતું એ...અહીંથી જો; આ રહ્યો સાગર–દૂર દૂર ઘુમતો...(ટાવરની બીજી બાજુએ તેઓ જાય છે) કેવો સુન્દર તે યે છે !...નાનકડા કોઈ વિશ્વના ખૂણામાં ય આજ શોક નથી દીસતો. સાગર એટલો તો લીલાં પાણીડાંથી ભર્યો ને સુહામણો દીસે છે કે હૈયું હાથ નથી રહેતું...અને ગમે તેમ થશે તો પણ, ઓ મ્હારી નાનકડી પાંખડી, એ તો રાત પડતા સુધી જેમનો તેમજ મલક્યાં કરશે...કિનારા પરની નાની નાની ઉર્મિઓને જો...મ્હારી શક્તિ નથી...મ્હારી શક્તિ નથી...આ પુષ્પો ને આ સાગર મ્હને મ્હારૂં ધાર્યું નહી કરવા દે...પ્રફુલ્લ દિવસની ઉઘાડમાં તો મ્હારીથી કદી ય તે નહી થઈ શકે...

પાંખડી: કુસુમ બ્હેન, કુસુમ બ્હેન, જુવો તો ખરાં–આ સમુદ્ર પક્ષીઓ આપણી ફરતાં આવી રહે! અહા ! કેટલાં બધાં ! કેટલાં બધાં ! બે એક હજાર જેટલાં !

કુસુમ: સાગરને છેક સામે છેડેથી સૌ જ અહીં આજ ઉડી આવ્યાં છે...આપણે કાજ કંઈક સન્દેશા લાવ્યાં દીસે છે...

પાંખડી: ના, ના; એ તો માછલાં પકડી લાવ્યાં છે, કુસુમ બ્હેન...અને તેમનાં બચ્ચાંઓ આ ભીંતને બાકે બાકેથી કિકિયારી કરી રહ્યાં છે...તેમના કરતાં તો તેમની

ચાંચો બહુ મોટી છે...જુવો, જુવો, દેખાય છે તમને પેલું સાપના જેવા માછલું પકડેલ પક્ષી?...નથી દેખાતું?... હ્‌મણે...હ્‌મણે...અરે કયારનાં ય ત્‍હેને ખાઈ ગયાં તેઓ... અને બીજાં પેલી બાજુએ છે...મોટાંઓ તો કશું જ ખાતાં નથી...હ્‌મણે પાછાં, જોયાં તમે?...અને પેલી માદા, ત્‍હેની કને કશું જ નથી...સૌ પક્ષિઓની એ મા છે, કુસુમ બ્‍હેન?

કુસુમ: દાદીમાને મ્‍હેં શું કહ્યું હતું, યાદ છે તને, પાંખડી?

પાંખડી: કેમ રડો છો, કુસુમ બ્‍હેન?

કુસુમ: હું રડતી નથી, પાંખડી—મ્‍હને વિચાર આવ્યો કે મ્‍હેં બાને અહીં આવતા પ્‍હેલાં ચૂમેલ કે નહી?

પાંખડી: હા, 'જય જય' કહેતાં કહેતાં તમે ત્‍હેને ચૂમેલ, કુસુમ બ્‍હેન.

કુસુમ: થોડું કે ઘણું, પાંખડી?

પાંખડી: એક જ વેળ, કુસુમ બ્‍હેન, આપણને વખત ન્‍હોતો ઝાઝો...

કુસુમ: મેં એ ઠીક ન કર્યું, એટલી ઓછી નમ્રતા મ્‍હારામાં...

પાંખડી: પણ આપણે બહુ ઉતાવળમાં હતાં, કુસુમ બ્‍હેન...

કુસુમ: ના, ના, તેમ ન્‍હોતું થવું જોઈતું...દાદીમા સાવ એકલાં થઈ જશે હોં, પાંખડી, અને ત્‍હેને ચિત્ત આ

સદાનું સાલ્યાં કરશે. તું નથી જાણતી જરાક ઓછી નમ્રતા દાખવી તું બ્હાર જતી રહું છું ત્યારે કેટલું બધું ત્હેમને લાગી રહે છે; તેઓ માને છે કે તું ત્હેમને ચ્હાતી નથી... જ્યારે તેથી ઉલટું તેમણે માનવું જોઇએ કે આપણો પ્રેમ જયારે અતિ ગાઢ હોય છે ત્યારે આપણે ઓછાં નમ્ર હોઇએ છીએ...જો કે કદાચ આમાં આપણી ભૂલ થતી હોય; છતાં ય એ તો ખરૂં જ કે આપણા સૌ દિવસના કર્યાં કારવ્યા કરતાં છેલ્લી જ વેળાનું આપણું વચન ત્હેમને ચિત્ત વિનાવીસરાયું રહી જવાનું...મ્હેં તે જોયેલ જ્યારે મ્હારી બા ગઈ......છેક છેલી ક્ષણે તે મ્હારા સામું ન મલકી, અને વારંવાર એનો વિચાર મ્હને આવ્યાં કરે છે...અન્તની એ ક્ષણુ આગળ સારી ય જીંદગી મ્હને નહીંવત્ જણાય છે. વળી મ્હેં કુમુદ બ્હેન વિષે શું કહેલ?...મ્હને દયા નથી. દાદીમાને ફરીથી જોવાં જોઇએ...બીજાંને? ના, તેમને કંઈ જાણવા દેવાની જરૂર નથી...પણ દાદીમા બિચારી ખરેખર એકલી છે; અને તેમની ખાતર કંઈ હું ટાવરની ટોચે નથી ચ્હડતી તેમ ત્યાંથી પડતું મુકવાની...ચાલ, ચાલ, પાંખડી, આપણે જઇએ ને તેમને વ્હાલભર્યું એક ચુમ્બન દઈ રહીએ...

[ તેઓ જાય છે. ]

## પ્રવેશ પાંચમો.

સ્થળ: કિલ્લાનો એક ખંડ.

[ રાજબા સૂતી છે. કુસુમ ને નાની પાંખડી પ્રવેશે છે. ]

કુસુમ: (રાજબાને જગાવીને) દાદીમા...

રાજબા: આવી પાછી, બેટા ?...ક્યારનીય ત્હારી વાટ જોઈ રહી'તી...

કુસુમ: મને માફ કરશો, દાદીમા, મ્હેં તમને જય જય કહ્યા તે વેળા હું જોઈએ તેટલી નમ્ર ન હતી, નહીં ?...

રાજબા: ના, ના, ઘણી ય નમ્ર તું તો હતી, કુસુમ ! કોણ કહે છે ના ? કંઈક છે ત્હારા ચિત્તમાં...

કુસુમ: કંઈજ નથી, દાદીમા. એટલું જ કે હું તમને જણાતું કે હું કેટલું બધું તમને ચ્હાઉં છું...

રાજબા: હું જાણું છું તું મ્હને અતિ ચ્હાય છે તે, કુસુમ. ઘણીએ વેળ ત્હેં તેની પ્રતીતિ કરાવી છે. બેટા; અને કદી ય મ્હને તેની શંકા નથી થઈ...

કુસુમ: હા, દાદીમા, હું જાણું છું...પણ અત્યાર સુધી મ્હેં મ્હારી મેળે તે ન્હોતું જાણ્યું...

રાજબા: મ્હારી છેક પાસે આવ, બેટા—તું જાણે છે કે પક્ષાઘાતને લીધે મ્હારાથી જેમને હું ચાહું છું તેમને પૂરેપૂરાં

આશ્લેષી નથી શકાતું તે...તો ત્હારા હાથ મ્હારે ગળે વીંટ... આજ કંઈ અજબ તું લાગે છે, કુસુમ. અને આજ જ તને માલૂમ પડયું કે તું મ્હને ચ્હાય છે?...

કુસુમઃ ના રે ના. ઘણું ય પહેલાં હું તે જાણતી હતી, પણ કેટલીક વખત અજાણતાં ય આપણે કેટલુંક જાણીએ છીએ...અને પછી, એક દિવસ, આપણને લાગે છે કે જોઈતી માયા આપણે ન બતાવી, જોઈતું આપણે ન ચ્હાયાં. અને ફરીથી પાછો, અતિ મોડું ન થાય તે પહેલાં, ચ્હાવાનો ને માયાળુ થવાનો પ્રયત્ન કરીએ છીએ. માતવિહોણી, તાતવિહોણી હું તેને તમે ઉછેરી ન હોત તો માનું સુખ હું સદાને માટ વીસરી ગઈ હોત, દાદીમા....પણ તમે નાની કુસુમડીને આટઆટલી તમારી દુઃખધામાં ય હડસેલી ન મૂકી. ખરેખર દુઃખની વેળાએ કોક તમસરિખું વિસામાનું સ્થાન મ્હારે હતું એ જ્ઞાન જ સદૈવ મ્હારા જીવનનો મોટામાં મોટો આનંદ રહેવાનો.

રાજબાઃ ના, ના, મ્હારી કુસુમ, એ તો તું જેણે મ્હને દૂર ન ખસેડી....

કુસુમઃ ના, ના, દાદીમા...હું ચોખ્ખું જાણું છું કે તમે જ મ્હારી ખાતર આવડું ટગુમગુ ટકાવી રહ્યાં...

રાજબાઃ આજ કંઈ તું બહુ જ ગંભીર દીસે છે, કુસુમ, અને કહે ન કહે પણ ગ્લાનિ ત્હારી ઉંડી ગઈ જણાય છે...

કુસુમઃ હું તો સદાની સુખી જ હતી, દાદીમા, અને હવાં હું જાણું છું સુખ કયાં છે તે...

રાજબા: તે ત્હારી કનેથી ઉડી ગયું છે એમ કહેવા તો તું નથી માગતી ને, કુસુમ?

કુસુમ: ના, ના, ઉલટું હું માનું છું કે મ્હેં તે મેળવ્યું છે, દાદીમા. મ્હને તે જડયું છે...અને મ્હને કહો, તમે સુખી હતાં કે નહીં?

રાજબા: કયારે?

કુસુમ: આ વીત્યો તેટલો વખત, દાદીમા...

રાજબા: કિયો વખત, બેટા?

કુસુમ: જીંદગીનો સૈ વખત....

રાજબા: આ પૃથ્વી પરનાં સૈ માનવીને સહવાં પડે છે તેવાં મ્હારે ય આ જીંદગીમાં કોક કોક દુઃખ વેઠવાં પડયાં છે, પણ સાચું પૂછે તો હું કહી શકું કે એક ત્હારે લીધે-તું ઘર ત્યજી કયાં ય કદી નથી ગઈ, ને સદૈવ મ્હારી સુશ્રૂષા કર્યે ગઈ છું, તેને લીધે–હું સદાની સુખી મ્હને લેખું છું...

કુસુમ: એ એટલા પર જ તમારા સુખનો આધાર ન રહેવો જોઇએ, દાદીમા...હું અહીં ન હઉં તો તમે સુખી ન થાવ?...

રાજબા: હું જો ન હઉં તો તું સુખી થાય, દીકરા, કારણ હું જતાં ત્હારે કાજ ઘણું ય સુખ બીજું રહેનાર છે...

કુસુમ: હું નહીં હઉં તો કુમુદ બ્હેન તો તમારી સુશ્રૂષા કરનાર છે ને, દાદીમા?...

રાજબા: મ્હારા ખોળામાં હાલરડાં ગાતે ગાતે મ્હેં તેને નથી સુવાડી, બેટા કુસુમ...

કુસુમ: અને છતાં ય તમારે તેને વ્હાલી જોઈએ છે, દાદીમા....

રાજબા: તું તેને વ્હાલ છે, ને તેથી હું ય એને વ્હાલું છું, મ્હારી કુસુમ....

કુસુમ: અને તેને તમારે સવિશેષ વ્હાલી જોઈએ, કારણ તેણેજ મ્હને સુખી કીધી છે...તે એટલી તો સુન્દર છે કે જ્યારથી મ્હેં તેના અંતરને જાણ્યુ ત્યારથી અશ્રુછલકતાં નેત્રે હું તેની સમીપજ વસી છું.

રાજબા: કેટલા હાથ ત્હારા જળે છે આજ, બેટા....

કુસુમ: કારણ મ્હારૂં સુખ એવડું મહાન છે, દાદીમા....

રાજબા: હું તને ચાહું છું, મ્હારી કુસુમ....

કુસુમ: કદી ય તમને હું દુઃખનું કારણ થઈ પડી છું, દાદીમા ?

રાજબા: મ્હને યાદ નથી, બેટા......

કુસુમ: હા, હા, તમને યાદ હોવું જોઈએ...કારણ જેમને આપણે વ્હાલાં ઈએ તેમને દુ:ખ તો જરાતરા આપણે આપીએ જ છીએ...પણ મને કહો, હું તમને વિનવું છું, કયારે મ્હેં તમને ઘણું ઘણું દુભવેલાં ?...

રાજબા: જ્યારે તેં જાતે આંસુ સારેલ ત્યારે મ્હને તેં બહુ દિલગીર કરેલ, બેટા. અને તે છતાં ય તેમાં ત્હારો દોષ ન હતો...તે સિવાય મ્હને કાંઈ યાદ નથી....

કુસુમ: ફરીથી કદી ય તમે મ્હને અશ્રુ સારતી નહીં દેખો, દાદીમા....

રાજબા: જો, સાંભળ, કુસુમ, સુખ તો ઘડિયાળના લોલક સમું છે જે મનુષ્યોની વચમાં આમથીતેમ સદાએ ફર્યાં કરે છે, માટે બની શકે ત્યાંસુધી આપણાં આંસુ ખાળી રાખવામાં ડહાપણ છે....

કુસુમ: ખરી વાત છે, દાદીમા. અને તમને જ્યારે સુખ સાંપડી રહે—તેમને ને તમને, ઓ દાદીમા મ્હારાં, ત્યારે એક સાંજે તમારી આસપાસ તેમને એકઠાં કરી ગરિબ નાની એક બાળાની વાત તેમને સુણવી રહેજો....

રાજબા: આ શું કહે છે તું, કુસુમ ?

કુસુમ: કંઈ નહીં, કંઈ નહીં...એ તો હું જ્યારે નાની બાળક હતી તે વખતના દિવસોનો વિચાર કરૂં છું....

રાજબા: મ્હને પણ ઘણી વેળ તેવા વિચાર આવે છે, કુસુમ. તે કાળે હું આવડી પથારીવશ ન હતી અને તને હાથમાં ઉંચકી ત્હારી પાછળ પાછળ દોડતી...તું આમ તેમ ધુમતી, ને ત્હારૂં હાસ્ય સારા ય ઘરમાં રણકી રહેતું, પછી સહસા તું બારણું ફટ્ટાર ઉઘાડી નાંખતી ને ભયભરી ચીસ પાડતી: "તે આવે છે, તે આવે છે, તે આ રહી, અહીંઆં છે!" અને કોઈજ કશું કળી ન શકતું, તેમ તું કોનાથી બ્હીએ છે તે યે કોઈથી ન સમજાતું. પણ હું ત્હારા સાથે બ્હીન્યાનો ઢોંગ કરતી ને વચલા ખંડમાં થઈ આપણે બન્ને પછી વાડીમાં જતાં. અલબત્ આવું થોડોજ સમય ચાલતું, ને તું મ્હને જોતી, હું તને જોતી, આપણે બન્ને હસતાં, ને એ રીતે દિવસ ને રાત વીતતાં...ધન્ય હો તને દીકરા, ત્હારે લીધે હું બીજી વેળ–સૌન્દર્ય મ્હારૂં મ્હને ત્યજી ગયું તે પછી લાંબે કાળ–પુનઃ માતૃત્વ અનુભવી રહી; અને એકદી તું ય જાણશે કે સ્ત્રીઓ માતૃત્વથી કદીય

નથી કંટાળતી, એટલે સુધી કે મૃત્યુ ય તેમને ખોળે અવતરે તો તેને ય તેઓ હાલરડે વધાવી રહે...પણ ધીમે ધીમે બધું પસાર થઈ જાય છે, કુસુમ, અને અત્યંત નાનામાં નાનું જલદીથી નાનું થતાં અટકે છે...

કુસુમઃ હું તે જાણું છું, દાદીમા, અને શોકે એમ પસાર થઈ જાય છે, ને અન્તે અદૃશ્ય થાય છે....પણ સૌન્દર્ય રહે છે ને બીજાંઓને સુખી કરે છે...

રાજબાઃ કોણે તને એ કહ્યું, બેટા?

કુસુમઃ આ બધું મ્હને કુમુદ બ્હેને શીખવ્યું, દાદીમા...

રાજબાઃ કેવી ત્હારી આંખ ચળકે છે આજ, કુસુમ...

કુસુમઃ (રૂંધાયલે અવાજે) કારણ હું સારા ય જગત્‌ને ચ્હાઉં છું, દાદીમા.

રાજબાઃ મ્હને જણાય છે તું રડે છે, દીકરા...

કુસુમઃ ના, ના, હું નથી રડતી; અને એક કે બે આંસુ ઢળ્યાં તે તો હર્ષનાં છે...

રાજબાઃ મ્હારે ગળે ત્હારા હાથ વીંટળાવ્ય કુસુમ—અને અતિ પાસે, હજી પાસે મ્હારી છેક નજદીક આવી રહે...

પાંખડીઃ કુસુમ બ્હેન, મ્હને, મ્હને ય ચુમ્બન દો, કુસુમ બ્હેન.

કુસુમઃ (પાંખડીને અળગી કરી) ના, ના, પાંખડી, દાદીમાને આજ મ્હારાં બધાં ય ચુમ્બન દેવા દે મ્હને...એક

દિવસ તને ય સૌ ચુમ્બન મળી રહેશે, પાંખડી...જય જય, દાદીમા, જય જય...

રાજબા: કુસુમ !...શું છે ?...ક્યાં જાય છે તું ?...

કુસુમ: જય જય, દાદીમા, જય જય...

રાજબા: કુસુમ, અહીં રહે,...ના, નથી જવું...મ્હને નથી ગમતું...(ઉઠવા ઘણું મથે છે, ને હાથ પસારી રહે છે) પણ શક્તિ ક્યાંથી લાવું, શક્તિ નથીને...કુસુમ, નથી જોતી મ્હારામાં તને પકડી રાખવાની શક્તિ નથી તે....

કુસુમ: મ્હારામાંય નથી શક્તિ, દાદીમા,...જય જય દાદીમા, જય જય...શાન્તિથી રાતે નીંદરજો અને નાના સૂના ય ખરાબ સ્વપ્નને ન આવવા દેશો...જય જય, જય જય....

[ નાનકડી પાંખડીને લઈને ઝડપથી ચાલી જાય છે. ]

રાજબા: કુસુમ !...કુસુમ !...

[ ઝાંખા પડતા પ્રકાશમાં તે ઝીણું ઝીણું રડે છે. ]

## પ્રવેશ છઠ્ઠો.

સ્થળ: કિલ્લાનો વચલો ખંડ.

[ પાંખડીને લઈ કુસુમ પ્રવેશે છે. કુમુદને મળવા આવતી તે જુવે છે, અને પાંખડી સહિત એક વિશાળ થાંભલાની પાછળ સંતાય છે. ]

કુમુદ: (પાસે આવી) કેમ, કુસુમ, સંતાય છે કેમ ?

કુસુમ: કોણ જાણે, કુમુદ બ્હેન...મેં ધાર્યું તમને એકાન્ત પસંદ હશે....

કુમુદ: ક્યાં જતી હતી તું, કુસુમ ?...અને આ રહી નાની પાંખડી—આંખના ખુણામાંથી મ્હને જોતી...કંઈક યુક્તિ રચી છે બન્નેએ ખરૂં ?...

કુસુમ: મ્હેં એક વચન આપ્યું છે તે મ્હારે પાળવું જોઇએ...

કુમુદ: કુસુમ બ્હેનને ક્યાં ઘસડી જાય છે, પાંખડી ? (પાંખડી ઉત્તર નથી દેતી) નહીં કહે મ્હને ? અને તું કહેશે ત્યાં સુધી તને ચૂમ્યાં કરૂં તો ?

કુસુમ: અરે, મોટા માણસની માફક તેને ય વાત ગુપ્ત રાખતાં આવડે છે...

કુમુદ: કદાચ સંધ્યાના ઝાંખા પ્રકાશે હો કે કેમ પણ તું ફિક્કી દેખાય છે, કુસુમ...

કુસુમ: હું તમને ચૂમવા ઇચ્છું છું, કુમુદ બ્હેન...

[ એક ભરી ચૂમી અન્યોન્યને દઈ રહે છે.]

કુમુદ: અરે, ત્હારા હોઠ આજ મૃદુલ ને મીઠા છે, કુસુમ...

કુસુમ: તમારા પણ, કુમુદ બ્હેન...હું બહુ આનંદમાં છું...તમારા હોઠ પર બળ છે...

કુમુદ: દીવાબત્તીમાંથી જ્યોતિ પ્રકટી રહે તેમ ત્હારા-માંથી પ્રકાશ પ્રકાશી રહે છે, કુસુમ...

કુસુમ: દાદીમાને તમે નથી જોયાં?

કુમુદ: ના. જઉં હમણાં?

કુસુમ: ના, ના, કંઈ જરૂર નથી; તે નીંદરે છે... ચન્દ્રને શોધતાં હતાં?

કુમુદ: હા, અને તું, કુસુમ?

કુસુમ: મળો ત્યારે મ્હારા વતીનું ચૂમજો તેને.... હું ત્યાં નહીં હઉં ત્યારે તમે તેને ચૂમનાર છો એ જાણી મ્હને અત્યંત આનંદ છે...હું તમને એટએટલું ચાહું છું કે જો તેને કોઈ હાથમાં લેવાનું ન હોય તો જરૂર મ્હને ઇર્ષ્યા થયા વિના ન રહે...

કુમુદ: તું ઘણી ઘણી સુન્દર થતી જાય છે, કુસુમ...

કુસુમ: અરે, તે તો સ્હેલ છે, જો આવડે તો...પણ જુવો, પાંખડી કેટલી અધીરી થઈ રહી છે, અને કેવો મ્હારો હાથ ખેંચી રહી છે...જય જય, કુમુદ બ્હેન...તમે મ્હને જલદી જોશો...

[ પાંખડીને લઈ તે જાય છે, અને જતે જતે ગાય છે. ]

"મ્હેં સૂણ્યું અહ: દીપક પ્રકટ્યો—
પુન: પ્રણયી પધારતાં:
અન્ય તેની સંગ હતું કો—
પુન: ગૃહ પ્રવેશતાં:
ને મૃત્યુને...આહ્! આહ્!"

[ ગાન એકાએક બંધ થઈ જાય છે, ને કુમુદ જાય છે. ]

## પ્રવેશ સાતમો.

સ્થળ: ટાવરની ટોચે.

[ કુસુમ ને પાંખડી પ્રવેશે છે.]

કુસુમ: અને હવે વખત થયો છે, મ્હારી નાનકડી પાંખડી. ફરીથી તેમને હું નહીં મળવા જઉં; ફરીથી મૃદુલ સ્મિત તેમની પાસ નહીં સારી રહું....કેટલી ઠંડી છે અહીં ટાવર પર; ઉત્તરનો પવન વાઈ રહે છે. જો આ મોજાંપર પ્રકાશ પડે છે તે...પુષ્પો હવે નજરથી દૂર થઈ ગયાં, માનવીના અવાજ વિશમી ગયા, અને સર્વત્ર જાણે ઉદાસીનતા છવાઈ રહી!......સપ્રભ પ્રભાત કરતાં આ કેટલું બધુ નોખું......

પાંખડી: અને કયાં છે, પેલું પક્ષી, કુસુમ બ્હેન?

કુસુમ: સમુદ્રની છેક તળીએ સૂર્ય ડૂબી જાય, ક્ષિતિજ-પરની છેલ્લી કિરણમાળ તદ્દન લુપ્ત થઈ જાય, ત્યાં સુધી થંભી જઈએ, પાંખડી; કારણ તે પક્ષી પ્રકાશથી બ્હીને છે, હજી લગી તેણે સૂર્ય સામું નથી જોયું....

પાંખડી: અને તારાઓ પ્રકાશશે તો, કુસુમ બ્હેન?

કુસુમ: અને તારાઓ પ્રકાશશે તો?......( આકાશ પ્રતિ નજર કરી ) હજી લગી તો એક્કે તારો ઉગ્યો નથી, પણ

સારું ય તારા મંડળ પ્રકાશવાની રાહ જોઈ રહ્યું જણાય છે; અને ચાલો ઉતાવળાં થઇએ હવાં, કારણ તેમના પ્રકાશમાં તે વધુ ભયંકર થઈ પડશે....

પાંખડી: મ્હને બહુ ઠંડી લાગે છે, કુસુમ બ્હેન.

કુસુમ: અહીં બેસીએ ત્યારે...આ ભીંતની પાછળ...જ્યાં પવન સોંસરો નહીં આવી શકે, અને છેક છેલ્લું સૂરજ તેજ સમુદ્રમાં આથમી જાય ત્યાં સુધી થંભી જઇએ...જો, કેવો ધીરો ધીરો સૂરજ ડૂબે છે!...તદ્દન જ્યારે એ અસ્ત થશે ત્યારે હું પક્ષીને ગોતી રહીશ, પાંખડી...દરમ્યાન લાવ્ય ત્હારે આખ્ખે ય અંગ આ મ્હારી ધોળી શાલ લપેટી લઉં; મ્હારે તેની જરૂર નથી...

પાંખડી: આટઆટલી હૈયા સરસી મ્હને કેમ ચાંપી રહો છો, કુસુમ બ્હેન?...

કુસુમ: કારણ મ્હારૂં સુખ સૌ છલકાઈ જાય છે, પાંખડી; આજના જેવી કદીય હું સુખમાં ન હતી...પણ બરાબર જોઈ રહે મ્હારા સન્મુખ...રોજ કરતાં આજ હું વધારે સુન્દર નથી જણાતી?...હું હસું છું, નિશ્ચે હું હસું છું નહીં?...તું કાં મ્હને જોઈ નથી હસતી, પાંખડી?...

પાંખડી: બહુ ઉતાવળે તમે બોલો છો, કુસુમ બ્હેન...

કુસુમ: ઉતાવળે હું બોલું છું?...કારણ વખત બહુ થોડો છે હવાં...

પાંખડી: ઉપરાંત, મ્હારાં સઘળાં ફૂલ તમે તોડી નાંખો છો...

કુસુમ: કિયાં ફૂલ ? અરે, આ !...તે ત્હારાં છે તે તો હું સાવ વીસરી જ ગઈ'તી...

પાંખડી: હું તમને નહીં રડવા દઉં તો....

કુસુમ: પણ કયાં રડું છું જે ?...રૂદન તો હવે ગયાં જ, બ્હેનકી...એ તો કદાચ એટએટલું હું હસું છું તેથી તને તેમ જણાયું હશે...

પાંખડી: આંખો ત્યારે કેમ અશ્રુભીની થઈ રહી છે તમારી ?...

કુસુમ: આંખોને એમ કરવું ઠીક લાગ્યું તે વિષે હું શું કહી શકું, પાંખડી ?...પણ આટલું બરાબર યાદ રાખજે: જો કોઈને તું કહીશ કે હું જરાક જેટલી પણ દીલગીર જણાતી, તો તને ભારેમાં ભારે ને લાંબા કાળ સુધીની શિક્ષા મળી રહેશે...

પાંખડી: શા માટે ?

કુસુમ: એક દિવસ તેનાં કારણ તને જણાશે. અને એવા બધા પ્રશ્નો ત્હારે મ્હને પૂછવાના નથી. તું તો એક તદ્દન નાનકડી બાલા તે બીજાં મોટેરાંઓને જે બાબત તદ્દન સ્પષ્ટ જણાઈ રહે છે તે વિષે શું સમજી શકે ? ત્હારા જેવડી હું હતી અને તે પછી ય ઘણો લાંબો વખત વીત્યો ત્યાં સુધી કશું જ ન્હોતી સમજી શકી...હું આમ કરૂં કે તેમ કરૂં, ત્હારે તે બહુ અગત્યનું નથી ગણવાનું...જો, સાંભળ, મ્હારે તે વિષે કશું કહેવું ન જોઈએ, તે છતાં એકલું જ મેળેમેળે જાણી દુ:ખી થઈ રહેવું તેના કરતાં તને જણાવવું વધારે ઠીક ગણું છું...

પાંખડી: કુસુમ બ્હેન, જુવો, જુવો, સૂરજ નારાયણ તદ્દન આથમી ગયા હવે...

કુસુમ: થોભ, જરા થોભ, પાંખડી...કારણ સૂર્ય આથમ્યે કંઈક બીજું મ્હારી સમક્ષ તેટલું જ સ્પષ્ટ દીસી રહે છે...તને મ્હારી સાથે ટાવર પર આણવામાં મેં ડહાપણ દાખવ્યું છે કે નહીં તે હું ન કહી શકું; છતાં એટલું તો જરૂરનું હતું કે મ્હારી સાથે કોક તો જોઈએ જ, જેને તેઓ પૂછે ને ખરી હકીકત ન જાણતાં સુખમાં રહી શકે...હું અત્યારે જે કાંઈ આ બધું બોલું છું તેમાંનો એક હરફે તું નથી સમજી શકતીને, પાંખડી મ્હારી...પણ એક દિવસ તને એ સઘળું સમજાશે, અને પછી શોક ઉતરશે ત્હારે હૈયે....અને આજ જે જોઉં છું ને નથી સમજી શકતી તે તે વેળા બરાબર સચોટ સમજી શકાશે...મોટી થશે ત્યારે કેટલાંય આંસુ ત્હારે સારવાં પડશે...અને તેથી આજ તને કહું છું કે તું મ્હને માફ કરજે, અજાણ્યે અજાણ્યે ય મ્હને તું માફ કરજે—કારણ કોક કાળે ત્હારે ય જીવન આવી દુઃખની છાયાઓ આવી રહેશે ત્યારે આજની આપણી આ ઘટનાની તને પૂરેપૂરી પિછાણ થશે....

પાંખડી: કુસુમ બ્હેન, જુવો, જુવો, ધણ સૌ ઘર તરફ પાછાં વળી રહે છે....

કુસુમ: આવતી કાલ પણ આજની જેમ જ તેઓ પાછાં આવતાં જણાશે, પાંખડી.

પાંખડી: હા, કુસુમ બ્હેન...

કુસુમ: અને પક્ષીઓ પણ આવતી કાલ ગાઈ રહેશે....

પાંખડી: હા, કુસુમ બ્હેન...

કુસુમઃ અને ફૂલડાં ય આવતી કાલ ખીલી રહેશે...

પાંખડીઃ હા, હા, કુસુમ બ્હેન. પણ જુવો આકાશ તરફ, એક નાની શી માત્ર રાતી રેખા જણાય છે હવાં...

કુસુમઃ બરાબર, હવે વખત થયો, પાંખડી...તું ત્હારી મેળે જ મ્હને તે પ્રત્યે પ્રેરતી દીસે છે...અને તારાઓ ય હવાં અધીરા થતા જણાય છે...જય જય ત્યારે, પાંખડી મ્હારી. હું અતિ...અતિ સુખી છું...

પાંખડીઃ અને હું પણ, કુસુમ બ્હેન. ઉઠો, સત્વર થાવ, તારાઓ ઉગે છે...

કુસુમઃ હરકત નહીં, પાંખડી. બ્હીશ મા. તેઓને તે નહીં દેખાય...ઉઠ, આ ખૂણામાં બેસ, અને ત્હારા ફરતી આ શાલ મ્હને સજ્જડ વીંટવા દે, કારણ પવન સોંસરો વાય છે...તું મ્હને ખરેખર ચ્હાતી'તી, પાંખડી? ના, ના, ઉત્તર ન દેતી; હું જાણું છું, હું જાણું છું...આ ચાર પત્થર હું અહીં ગબડાવું છું જેથી તું પેલી મોટી બખોલ આગળ જ્યાં હું નીચી નમનાર છું ત્યાં તું ન આવી શકે... ફરીથી હું ન દેખાઉં તો તું ગભરાતી ના. આ પારથી માત્ર પેલી પારે હું ગઈ છું એટલું જ તું માનજે...અને મ્હારી રાહ ન જોતી; ત્હારી મેળે તું દાદરેથી ઉતરી સીદ્ધા કિલ્લાને માર્ગે વળજે...પણ, એ બધા કરતાં, હું શું કરૂં છું તે જોતી મા...એ ભીંત પ્રત્યે ન વળતી...ત્હારાથી કશું નહીં જણાય, ને ઉલટું તેઓ તને શિક્ષા કરશે...હું ત્હારી વાટ જોતી નીચે થોભીશ...મ્હને ચૂમ, પાંખડી, ને દાદીમાને કહેજે....

પાંખડીઃ શું કહું, કુસુમ બ્હેન?

કુસુમઃ કંઈ નહીં; કંઈ નહીં;...મ્હેં ધાર્યું હું કંઈક વીસરી...(સમુદ્ર પરની પડુ પડુ થતી ભીંત આગળ તે જાય છે, ને નીચી નમે છે) અરે, સાગર કેવડો ઉંડો ને ઠંડો દેખાય છે!

પાંખડીઃ કુસુમ બ્હેન?

કુસુમઃ આ રહ્યું એ, હું તેને જોઉં છું...ખસતી ના...

પાંખડીઃ કયાં છે? કયાં છે એ?...

કુસુમઃ થંભ...થંભ...જરાક વધારે નીચું વળવું પડશે...પાંખડી!...પાંખડી!...પથ્થર સૌ ધ્રુજે છે!...હું પડું છું!...ઓ!

[ ભીંતની એક બાજુ તૂટી પડે છે. પડવાનો અવાજ સૂણાય છે, અને સાથે આર્ત્ત ચીસ પણ. અને તે પછી લાંબું મૌન. ]

પાંખડીઃ (રડતી રડતી) કુસુમ બ્હેન!...કુસુમ બ્હેન!... કયાં છો તમે?...મ્હને બ્હીક લાગે છે, કુસુમ બ્હેન!...

[ એકલી ટાવરની ટોચે ડૂસકાં ભરતી ને અશ્રુ છલકતી તે ઉભે છે. ]

# અંક પાંચમો.

## પ્રવેશ પહેલો.

સ્થળ: કિલ્લાનો વચલો ખંડ.

[ કુમુદ ને ચન્દ્ર પ્રવેશે છે. ]

ચન્દ્ર: હમણાં તો તે નીંદરે છે; પણ દાક્તરોના કહેવામાં એક પણ આશાનું કિરણ નથી લાધી શકતું...ટાવરને તળીએ, તેને સારૂ જ, નરમાશથી તેને ઝીલી લેવા, સમુદ્રે ઘસડી આણેલ સુંવાળી રેતીથી રચાયેલ એક નાનકડી ટેકરી પર તે પડી હતી, જ્યાં નોકરોએ તેને જોઈ...જ્યારે તું, તેને ગામને પાદરે મળવા ઇચ્છતી હતી. એક પણ જખમ નથી જણાતો, નાની શી દેખીતી ઇજા ય તેના નાજુકડા શરીર પર ક્યાં ય નથી દીસતી; પણ એકધારી લોહીની ઉલટીઓ તેને થયાં કરે છે; અને જ્યારે તેણે આંખ ઉઘાડી ત્યારે તે મ્હને જોઈ હસી, પણ એકકે શબ્દ સુદ્ધાંત ન બોલી...

કુમુદ: પણ પાંખડી? પાંખડી શું કહે છે? તે તેની સાથે હતી.

ચન્દ્ર: મેં તેને પૂછ્યું...ભય ને ઠંડીથી ધ્રુજતી તે તો ટાવરની ટોચે હતી....અશ્રુ છલકતી તેની આંખો સાથે વારંવાર તે જણાવી રહે છે કે: "કુસુમ બ્હેન જ્યારે તે પક્ષીને પકડવાને ભીંત પર નીચાં વળ્યાં કે ભીંત તૂટી પડી"...આજ બપોરના જ્યારે હું અહીં તેને મળેલ ત્યારે

તે રોજના કરતાં ઓછી દિલગીર દેખાઈ હતી..."રોજના કરતાં ઓછી દિલગીર"—અને આ શબ્દો આપણને ઓછા ઘાતક છે વારૂ? અને હવાં જે જે કાંઈ તેણે કહેલ, જે જે કાંઈ તેણે કરેલ, તે સર્વ વિષે મ્હને ઉંડો સન્દેહ ઉત્પન્ન થઈ રહે છે, ને મ્હારા આત્માને અકથ દુઃખે ભરી મ્હારા જીવનને સાવ નિર્મૂળ કરી નાંખે છે...પ્રેમ પણ ધિક્કાર સમો જ નિષ્ઠુર છે...મ્હને હવાં વિશ્વાસ નથી...વિશ્વાસ નથી રહ્યો...અને સારો ય મ્હારો શોક ધિક્કારમાં પરિણામે છે! હાય! પોતા સાથે દુઃખ આણતા સૌન્દર્યને ધિક્કાર હો! અતીવ સૌન્દર્યની વાંછના ધરતા ચિત્તને ય ધિક્કાર હો! અંધ ને અધીર એવા વિધિને ય ધિક્કાર હો! છળતા ને છેતરતા સૌ શબ્દોને ય ધિક્કાર હો! અને અચેતતા અસૂણતા જીવનને ય ધિક્કાર હો!...

કુમુદ: ચન્દ્ર...

ચન્દ્ર: મ્હારી કને હવાં શું માગે છે તું?...

કુમુદ: મ્હારી સાથે આવ...હું તેને જોઉં, કારણ તે શક્ય નથી...આપણે ખરી વાત જાણવી જોઇએ...જાણી જોઇને તેણે આમ ન કર્યું હોય. તેમ તે ન કરી શકે, કારણ તો તો...

ચન્દ્ર: —તો તો શું?

કુમુદ: આપણે ખરી વાત જાણવી જોઇએ...ચાલ... તેમ કરતા પહેલાં તેને ભારે વેદના થઈ હોવી જોઇએ...

[ઉતાવળે તેને ઘસડે છે.]

## પ્રવેશ બીજો.

સ્થળ: કુસુમનો સુવાનો ખંડ.

[ કુસુમ પથારી પર સૂતી છે. કુમુદ ને ચન્દ્ર પ્રવેશે છે. ]

કુસુમ: (ધીરા ઇશારા થકી) તમે છો, કુમુદ બ્હેન? અને તું ય ચન્દ્ર?—સંપૂર્ણ સુખી થવા તમ ઉભયની હું વાટ જોઈ રહી હતી...

ચન્દ્ર: (પથારીમાં માથુ નાંખી દઈ કરૂણ રડતો) કુસુમ!...કુસુમ!...

કુસુમ: પણ છે શું?...શા માટે તમે બન્ને ય રડો છો?...

કુમુદ: કુસુમ! કુસુમ!...તેં આ શું કર્યું? હાય, હું નિર્ભાગિનીને ધિક્કાર હો!...

કુસુમ: પણ શું થયું છે જે? કુમુદ બ્હેન!...શા માટે આટઆટલાં બન્ને દુઃખી છો?—તમને દુઃખી કરવા જેવું મજથી કંઈ થઈ ગયું છે?...

કુમુદ: ના, ના, મ્હારી કુસુમ, તેં તો ત્હારી સાથે અસુખ નથી આણ્યાં...પણ મ્હેં આ મૃત્યુને મ્હારી સાથ આણ્યું!...મ્હારે જે કરવું જોઈતું હતું તે કરવામાં હું જ ચૂકી....

કુસુમ: મ્હને કશી જ સમજ નથી પડતી, કુમુદ બ્હેન......શું થયું છે જે, કહો મ્હને...

કુમુદ: મ્હારે તે જાણવું જોઈતું હતું, કુસુમ, અને મેં ધાર્યું કે હું તે જાણતી'તી, જ્યારે મેં તને તે દિવસે કહ્યું ત્યારે...છેલ્લા આજ કેટલા ય દિવસથી મ્હારે હૈયે એકધારો ઉચાટ ઉભરાઈ રહ્યો હતો, પણ શું કરવું તે વિષે મ્હને કશું જ ન સુઝતું—જો કે એક અતિ સરલ શબ્દની જ જરૂર હતી માત્ર, જે વડે જીવન જીવવા માગતા નાનકડા જીવે નિજ જીવન ટકાવ્યું હોત......

કુસુમ: તમે શું જાણ્યું હતું ? કહો મ્હને...

કુમુદ: તે દિવસે તેં મ્હને ત્હારો વિચાર જણાવ્યો, ત્યારે...તેમ આજની સ્હવારે, તથા બપ્પોરે, મેં તને મ્હારા સરસી જડી રાખી હત, જરાક જેટલી ય દૂર ન ખસવા દીધી હોત...મ્હારા બન્ને હાથ ત્હારા આત્મામાં મ્હેં દ્રુમવ્યા હોત, અને ત્યાંથી મૃત્યુને બ્હાર ખેંચી લાવી હોત...પ્રેમના મ્હારા બળે કરીને મ્હેં તેમ સૌ કર્યું હોત...અને છતાં ય હું તેમ ન કરી શકી, જાણ્યા ને જોયા છતાં ય મ્હારાથી કંઈ જ ન થઈ શક્યું !...કંગાળ આ ગ્રામની અતિ કંગાળ એક બાલાને જીવન સંરક્ષે એવું એક મીઠડું ચુમ્બન મળી ગયું હોત !...હાય, પણ હું ન વર્ણવી શકાય એટલી નીચ હતી, વા અંધ હતી !...પહેલી જ વેળ, કદાચ, આમ સત્યથી દૂર હું પળી રહી !...મ્હારી જાતની ય હું પ્રતીતિ ન કરાવી શકી...માફ કરજે, કુસુમ, પુનઃ મ્હારે દિલ સુખ કે આનંદ હવાં નહીં વસી રહે...

કુસુમ: ખરૂં કહું છું, મ્હને તમે આ જે કાંઈ કહો છો તેમાં જરીય સમજ નથી પડતી...

કુમુદ: સત્યથી તું ય અળગી ન થા...હૈયાના ઉંડાણુમાંથી મ્હને કંઈ સૂણાતું'તું તે મ્હેં અવગણ્યું, ને જો આ પરિણામ નીવડ્યું તે...

કુસુમ: શું સૂણાયેલ, વારૂં ?

કુમુદ: દિવસ ને રાત મ્હને સૂણાતું કે તું મૃત્યુને શોધતી હતી...

કુસુમ: હું તે ન્હોતી શોધતી, કુમુદ બ્હેન; હું તેને મળવા ન્હોતી ધપી, પણ તેજ મ્હને મળવા ધપી આવ્યું...

કુમુદ: મૃત્યુને તો આપણી દયા હતી, અને તને તે ન્હોતું શોધતું. જો, તું તેને અડતાં વાર જ તે કેવું દૂર જતું રહ્યું...

કુસુમ: ના, ના, તમે સવિશેષ સુખી થાવ તેની જ માત્ર તે રાહ જોઈ રહ્યું છે...

કુમુદ: તો તેને લાંબી વેળ થોભવું પડશે, કુસુમ...

કુસુમ: જુવો, સાંભળો, કુમુદ બ્હેન. તમે તરત જ અહીં આવ્યાં તેથી મ્હને ઘણો સંતોષ છે, કારણ મ્હને લાગે છે કે થોડી વારમાં મ્હારૂં ચિત્ત કદાચ ભ્રમણે ચ્હડશે... અને મ્હારે જે કંઈ કહેવાનું છે તે નહીં કહેવાય...નિશ્ચે તમને કશી શંકા તો નથીને, કુમુદ બ્હેન ?...

કુમુદ: શંકા શાની, કુસુમ ?

કુસુમ: તમે કલ્પો છો કે...?

કુમુદઃ હા...

કુસુમઃ કે હું અકસ્માતથી નથી પડી?

કુમુદઃ હું જાણું છું કે તે અકસ્માત ન હતો, કુસુમ...

કુસુમઃ મરણ પથારી પર પડેલને અસત્ય સાવ અશક્ય છે, એમ તમે નહીં માની શકો? અને હું તમને સત્ય જ કહેવા માગું છું...

કુમુદઃ મ્હેં જાણેલ કે ત્હારા અમ પ્રત્યેના પ્રેમે કરીને તું એવા અખતરા સામે સબલ હોઇશ...

કુસુમઃ પણ ખરેખર, તે અકસ્માત હતો, ને હું પડી હતી. કુમુદ બ્હેન—તું રડે છે પાછો,...આવડું કરૂણ રીતે, ચન્દ્ર?

કુમુદઃ સાંભળ મ્હારૂં. કુસુમ...તું જાણે છે કે સત્ય અમારાથી અજાણ્યું નથી...અને આ ક્ષણે જે હું તને પૂછું છું તે મ્હારી શંકાને લીધે નહીં, પણ તને શંકામુક્ત કરવા માટે...તું અતિ સુન્દર છે, કુસુમ, અને હું ત્હારે પગે પડી છું...માયાથી પ્રેરાયેલ પ્રેમ જે કંઈ સુન્દરતમ કરી દાખવે તે તેં કર્યું...પણ હવાં તને હું તેથી સવિશેષ સુન્દર કાંઇક કરવા કહું છું, અને તે ય માયાવિમુક્ત પ્રેમના નામમાં... ત્હારા બે ઓષ્ઠની વચમાં આપણા સારા ય જીવનની સંપૂર્ણ શાન્તિ ઢેવાઈ રહી છે...

કુસુમઃ કઈ શાન્તિ વિષે તમે કહો છો, કુમુદ બ્હેન?

કુમુદઃ એક દૂર–દૂરની અને અતિ ખિન્ન...

કુસુમઃ પણ હું તે કેવી રીતે તમને આપી શકું? ક્યાં હૈયાને કિયે ઊંડાણ તેને શોધી રહું?...

કુમુદ: એટલું જ કહી રહે કે અમને સુખી કરવા ધારી તેં મરવા ઇચ્છેલ......

કુસુમ: આનંદ પુરઃસર હું તે કહી શકું, કુમુદ બ્હેન, પણ તે અશક્ય છે, કારણ તે અસત્ય છે...મરણ પથારી પર પડી અસત્ય કોઈ ન બોલી શકે એવું તમે નહીં માનો?...

કુમુદ: મૃત્યુનો વિચાર મા કર, કુસુમ, હું તને વિનવી રહું છું...જો, હું તને ચૂમું છું, ત્હારી નસેનસ જીવનરસ રેડી રહું છું, અને પ્રાણનો અજબ સંચાર ત્હારા આત્મામાં સભર ભરી રહું છું...એવી ભાવના થકી કે મૃત્યુ ત્હારી સમીપ ન આવી રહો!...ઓ પ્રભુ! જીવન ત્હારૂં કેવી રીતે લંબાવી શકાય? જો, મૃત્યુ અહીં હોય તો આ અસત્ય બોલ્યાને હું સમજી શકું...પણ મૃત્યુ તો ઘણું આઘે છે, અને સારૂંય જીવન સત્યને માટ પૂકારી રહ્યું છે...ના ન કહેતી, કુસુમ: અને ડોકુંય ન ધૂણવતી...તો બોલી દે કે અમે અમારા ધાર્યામાં ભૂલ નથી કરી...

કુસુમ: તમે અતિ–અતિ ભૂલો છો, કુમુદ બ્હેન...

કુમુદ: હજારો જોજનને અંતર આપણ રડતાં રહીશું ત્યારે?...

કુસુમ: પણ હું જે કહું છું તે સાચું શેં નથી માનતાં તમે?

કુમુદ: એક બાળક પણ તે ખરૂં ન માની શકે—કારણ પ્રત્યેક ત્હારા શબ્દ ને પ્રત્યેક ત્હારી ક્રિયા તેથી ઉલટાં છે...

કુસુમ: ક્યા શબ્દો ને કઈ ક્રિયાઓ વિષે તમે કહો છો?...

કુમુદ: શા માટે દાદીમાને તેં છેલ્લા 'જય જય' કરેલ?

કુસુમ: પણ તે તો જ્યારે જ્યારે રોજ હું બ્હાર જતી ત્યારે તેમ કહીને જ જતી...

કુમુદ: શા માટે...પણ શા માટે બીજું સઘળું, કુસુમ?...પણ હાય! મૃત્યુ આટલી સમીપ છતાં આ સૌ પ્રશ્નો ઘટે ખરા? અને સત્ય આ રહ્યું, હૈયામાં તેના વસેલું....

કુસુમ: તમારી શંકા મ્હને ખિન્ન કરશે–કુમુદ બ્હેન, નહીંતર હું જરૂર સુખી હતી...એવું હું શું કરૂં જેથી તમે શંકા રહિત થાવ...

કુમુદ: સત્ય અમને કહી દે, કુસુમ...

કુસુમ: કિયું સત્ય તમારે જોઈએ છે?

કુમુદ: મ્હેં જ તને, અજાણતાં, આ માર્ગ લેવરાવ્યો...

કુસુમ: ના, ના, કોઈએ મ્હને તેમ નથી કર્યું...

કુમુદ: જીવનનાં વાદળ વીખરાવવાને એક જ શબ્દની અપેક્ષા છે, અને ત્હારે પાયે પડી તને વિનવું છું કે તું મ્હને તે એક શબ્દ સૂણવી રહે...મ્હારા કાનમાં કહે, જો તેમ ઇચ્છે તો, અથવા ત્હારી આંખને અણસારે મ્હને તે સૂચવી રહે, અને ચંન્દ્ર સુદ્ધાંતે તે નહીં જાણી શકે...

ચન્દ્ર: કુમુદ ખરૂં કહે છે, કુસુમ...હૂંય તે પૂછું છું...

કુસુમ: હું ભીંતપરથી નીચે નમતાં પડી ગઈ...

કુમુદ: વારંવાર તેં મ્હને પૂછ્યું હતું કે હું ત્હારી જગાએ હોઉં તો શું કરૂં......

કુસુમ: હું ભીંતપરથી નીચે વળી ને પડી ગઈ...

કુમુદ: તને ખબર નથી કેમ હું આ પ્રશ્નો પૂછું છું તે ?...

કુસુમ: હા, હા, કુમુદ બ્હેન મ્હારાં, હું જાણું છું તે, પણ તે સત્ય ન હોત, જો કે વધુ સુન્દર છતાં ય.

કુમુદ: (રડતી) હાય, પ્રભુ ! સરળ સ્નેહનાં સૌ આગળ કેવાં નાદાન ને નિર્ધન આપણુ લાગીએ છીએ ?

કુસુમ: કુમુદ બ્હેન !...

કુમુદ: કુસુમ !...શું થયું ?...તું આમ ફિક્કી કેમ પડે છે...દુ:ખ વધારે અસહ્ય થતું જાય છે...

કુસુમ: ના,...અતીવ આનંદને લઇને હું તેમ કરૂં છુ એ તો...અરે ! તું કેમ આટઆટલું રડે છે, ચન્દ્ર !...

ચન્દ્ર: કુસુમ !...

કુસુમ: આમ મા રડ, મ્હારા ગરિબડા ચન્દ્ર...હવાં આપણ્ અન્યોન્યને ખરેખર ચ્હાઇએ છીએ...એક પણ અશ્રુ ખેરવવાની હવાં જરૂર નથી...જરાકમાં તો હું મરણ શરણ થઈ રહીશ અને એવું તો મીઠલડું એક મરકલડું મ્હારે મુખ પથરાઈ રહેશે કે ભાગ્યે જ તું મ્હને મૃત્યુ પામેલ લેખી શકશે...અન્તિમ એ પળે એવું સુમધુર સ્મિત મુખ પર ફરકી રહે તે માટે કેટલું સારી રીતે, કેવડું ઉંડી રીતે, સુખી અને આનંદી થવું પડે છે...અને મ્હને સમજ નથી પડતી, આવડી નાની શી હું તે આટઆટલું સ્વર્ગ સુન્દર સુખ હૈયાને કિયે ભવન ભરી રહી છું...અને કયારેક મ્હને એમ

ભય લાગે છે કે મ્હારી સાથે સારૂં ય સુખ હું લઈ જઈશ... શું ? તમે ય રડો છો, કુમુદ બ્હેન ? આ ત્યારે સુખ નથી શું ?...

કુમુદઃ સંપૂર્ણ શાન્તિ અમને આપ, કુસુમ...

કુસુમઃ તમે મ્હને દીધી તે શાન્તિ હું તમને દઈશ, કુમુદ બ્હેન...

કુમુદઃ તું તે દઈ શકી હોત, પણ તેં તે ન...

કુસુમઃ અને છતાં ય મ્હારે અંતર અજબ શી શાન્તિ પથરાઈ રહી છે, કુમુદ બ્હેન !...

કુમુદઃ (ડુસકાતી) ઈશ્વિર જાતે જ ત્યારે જુઠ્ઠો, ત્હારી આગળ નહીં, કુસુમ ?...

કુસુમઃ (અવાજને પલટાવી) પણ તું કેમ જતી રહે છે, કેમ જતી રહે છે, મ્હારી દીકરી ? દાદીમાએ મ્હને કહ્યું. કારણ મ્હને કુંચી જડી, દાદીમા, કુંચી મ્હને જડી માટે...

કુમુદઃ કુસુમ !...

કુસુમઃ (પુનઃ સચેત થઈ) પાંખડી !...હું શું કહેતી હતી ?...કહે હું જે કહેતી હતી તે...તે સાચું નથી...મ્હેં તને ન્હોતી વારી ?...

કુમુદઃ તેં કશું જ કહ્યું નથી, કશું જ કહ્યું નથી... અમુંઝા મા, મ્હારી કુસુમ...

કુસુમઃ મ્હેં તને ન્હોતી વારી...હું કંઈક શબ્દો કહીશ હમણાં, પણ તે સાચા નહીં હોય......તમે મ્હને માફ

કરશો, કારણ મ્હારો આત્મા અતીવ નિર્બળ બનતો જાય છે...મ્હેં દાદીમાને સંભાર્યાં, નહીં ?...

કુમુદ: હા...

કુસુમ: હા, હું તમને કહેતી'તી કે દાદીમાને હાથ અરકાડયા વિના ઉંચી નીચી કરજો...મ્હેં તમને તે શીખવ્યું હોત, પણ વખત, વખત, કયાં હતો ?...અરે, કુમુદ બ્હેન ! સાવચેત રહેજો !...

કુમુદ: (ભયભીત થઈ) શું છે, શું છે, કુસુમ ?...

કુસુમ: કંઈ નથી, કંઈ નથી; જાય છે તે...મ્હેં ધાર્યું હું કંઈક સાચી ન હતી તેવી હકીકત તમને કહેવા જતી હતી...

કુમુદ: હું હવાં તને સત્યાસત્ય વિષે નહીં પૂછું, કુસુમ...

કુસુમ: સાચું જો હું ન કહેતી હોઉં તો મ્હારૂં મ્હોં સીવી દેજો...વચન, વચન, હું તને વિનવું છું...

કુમુદ: હું વચન આપું છું, કુસુમ...

કુસુમ: (ચન્દ્રને) મ્હારે તેને કશું જ કહેવાનું નથી, ચન્દ્ર...(ચન્દ્ર સમૌન જતો રહે છે) તે દુઃખી છે, ખિન્ન છે...ધીમે ધીમે તમે તેને કહી શકશો, જ્યારે તે ભૂલી ગયો હોય ત્યારે...મ્હારે હોઠે હાથ મુકો, કુમુદ બ્હેન, કારમું કોક દર્દ મ્હને સહસા ઉપડી આવ્યું છે...

કુમુદ: મ્હને કહે, કહે મ્હને, કુસુમ...

કુસુમઃ ભૂલી ગઈ, ભૂલી ગઈ, શું કહેવાનું હતું તે... સત્ય નહીં, પણ અસત્ય આવતું હતું...મ્હારી આંખો દાબી દો, કુમુદ બ્હેન...તમે જેને ઉઘાડેલ તે તમારે હાથે જ મીંચાય તેમાં જ સારૂં....વખત થયો છે, વખત થયો, હવે...

કુમુદઃ કુસુમ ?...

કુસુમઃ (બહુજ ધીમેથી) હું...હું નીચી નમતી હતી ને પડી ગઇ...

[ કુસુમ પંચત્વ પામે છે. ]

કુમુદઃ (રડતી) ચન્દ્ર...

ચન્દ્રઃ (રડતો, કકળતો, કુસુમનાં શરીર પર પડે છે) કુસુમ !...

સુવિખ્યાત નાટ્યકાર મોરિસ મેટલિંકના “ **Pelleas and Melisanda** ” નામક નાટ્ય પરથી.

## પાત્રો.

| | |
|---|---|
| રૂસ્તમ | |
| આલાં | રૂસ્તમની પુત્રી |
| શિરિન | |
| ફરહાદ | |
| મીઠાં | |
| ગુલાં | ફરહાદની બ્હેનો |
| નાઝાં | |
| વૈદ્ય | |

# અંક પહેલો.

## પ્રવેશ પહેલો.

[ વાડીઓની એક વેરાન જગામાં શિરિન
નીંદરે છે ને રૂસ્તમ તેની નજીક નમતો
ઉભેલ દીસે છે. ]

રૂસ્તમ: વિશાળાં આ વૃક્ષો નીચે દિવસ ને રાત જાણે નિદ્રાનું મહારાજ્ય સ્થપાઈ રહ્યું દીસે છે. ગમે તે કાળે અમે અહીં આવી રહ્યાં, તે ને હું, કે નિદ્રાએ તે તત્કાળ ઘેરાઈ જ ગઈ......પણ તેમાં મારે શું કામ અસંતોષ દાખવવો જોઇએ ? કારણ હું નથી જાણતો કે દિવસના મારી ને તેની મીટેમીટ મળી કે તરત જ કોણ જાણે તેનામાં શું એ વિચિત્ર ફેરફાર થઈ જતો જણાય છે !–જાણે કંઈક અસાધ્ય ને દુર્ઘટ એવું કાર્ય મ્હેં તેને ફરમાવ્યું હોય. બાકી તે સિવાય બાળકો, વનપ્રાન્ત, સમુદ્ર અને અન્ય સર્વ કોઈ દૂર–તેમ નિકટની વસ્તુઓ પ્રત્યે તેની મીઠી અમિઝરતી આંખ વારંવાર મેં ન્યાળી છે–એક મ્હારા જ પ્રતિ તેને શત્રુને ભાવે નીરખતી હું જોઈ રહું છું. બસ, જ્યારે તે નીંદરે છે ત્યારે જ હું તેના પર આમ નિર્ભય નમી શકું છું–તે વિના સારો ય દિન તેની પાસે છતાં વિમુખ રહેવું પડે છે......વૃદ્ધ વયે ન્હાવું તે ય દુ:ખદ છે...ઓઓ સમજે છે કે વયને વધવે હૃદયનાં આકર્ષણો ઘટે છે, પણ વસ્તુત: તેમ નથી. બધાં મ્હને "શાણા સુલ્તાન" ને નામે સંબોધતાં.

અલબત્ જ્યાં સુધી કાંઈ નહોતું બન્યું ત્યાં સુધી હું ડાહ્યો હતો. એવાં કેટલાંક મનુષ્યો છે, જેમના આગળ પ્રસંગો આવતાં ડરે છે, અથવા આવે છે તો તરત જ પાછા હટી જાય છે, એટલે સુધી કે હું જ્યાં હઉં ત્યાં કશું જ બનવા ન પામે......મ્હને લાગે છે વિધાતાને ય મ્હેં શક્તિહીન બનાવી દીધી હતી; અને એક કાળે મ્હને તેનું ઝાઝેરું અભિમાન હતું......મ્હારી કારકીર્દીમાં સૌ પ્રજાજનોને શાંતિ અને આરામ મળ્યે ગયાં છે......પણ હવે મ્હને જણાય છે કે સુસ્ત એ શાંતિ કરતાં સાહસભરી આફતો ય વધારે આવકારદાયક છે અને સ્થિર એકાકી જીવન કરતાં કોક વધારે ઉચ્ચ ને સ્ફુર્તિભર્યું જીવન હોવું જોઈએ છીએ......તો ભલે લોકને જાણવા દો કે ભવિષ્યનાં નીંદરતાં જળને ક્ષુબ્ધ કરવાની શક્તિ ય મ્હારામાં છે. શિરિન, શિરિન ! અહા ! કેવી ખૂબસુરત, કેવી મીઠડી ને મોહક તે નીંદરે છે ! લાંબા તેના વાળ કોક આ ફૂલ રોપ પર પડે છે, તો કોક તેના હરિણુ પર છવાઈ રહ્યા છે, તેનું અર્ધ ઉઘાડું મુખ સુમધુર ઉષા કરતાં ય વિશેષ રમ્ય ને આલ્હાદક દીસે છે. હું તેને ચુંમીશ—તેને નહિ ખબર પડે. મ્હારી આ ધોળી દાઢી હું દૂર રાખીશ......(તે તેને ચુંમે છે.) જરૂર તેનું મુખ મલક્યું. હું તેને માટે શું કરવા દિલગીર થાઉં ? પોતાની જીંદગીનાં થોડાંક વર્ષો તે મ્હને દે છે, પણ કોક દિવસ તો તે રાણી થશે, અને અહીંથી હું પળું તે પહેલાં એવડું તો નાનું સુકૃત મ્હારે હાથે થઈ રહેશે. તેઓ સૌને જ ખરેખર આશ્ચર્ય થઈ રહેશે. તેને પોતાને કંઈ ખબર નથી......અરે, જુવો, જુવો તે જાગે છે, સફાળી તે ઉઠે છે. ક્યાંથી, ક્યાંથી આવે છે તું, શિરિન ?

શિરિન: મ્હને એક નઠારૂં સ્વપ્ન આવેલ.

રૂસ્તમ: શું હતું તે? શા માટે દૂર શૂન્ય નજરે જોઈ રહે છે?

શિરિન: મ્હને લાગે છે કે કોઈક હમણાં અહીંથી પસાર થયું.

રૂસ્તમ: પણ મ્હેં કંઈ ન સાંભળ્યું ને!

શિરિન: હું તમને કહું છું, કોઈક અહીં આવે છે. જુવો—આ રહ્યો તે! (તેમની નજદીક આવતા એક ઘોડેસ્વારને દાખવે છે) મારો હાથ ઝાલવાની કંઈ જરૂર નથી. મ્હને કશો જ ભય નથી. આપણને તેણે નથી જોયાં......

રૂસ્તમ: કોણ અહીં આવવાની હીંમત કરી શકે છે?......મ્હને લાગે છે ફરહાદ છે તે...આલાં ને તે અદરાયાં છે...જો, તે ડોક ઉંચી કરે...કોણ છે, ફરહાદ?

[ ફરહાદ આવે છે. ]

ફરહાદ: હા, પિતાજી...માનું છું કે એ નામે જ આપને બોલાવવા ઉચિત છે, નહી? નિર્ધારિલ દિવસ અને ઘડી કરતાં હું વ્હેલો આવ્યો, ખરૂં?

રૂસ્તમ: એમાં શું? ત્હારે માટે સદા યે દ્વાર ઉઘાડાં છે...પણ કંઈ બન્યું તો નથી ને? આટલો વ્હેલો તું આવીશ એમ ન્હોતું ધાર્યું......આલાં આવી ત્હારી સાથે?

ફરહાદ: ના, તે કાલે આવશે. દિવસ ને રાતની ચાલુ મુસાફરી થકી એ થાકી ગઈ છે. ને તેણે મ્હને વ્હેલાં જવા કહ્યું...મ્હારી બ્હેનો સૌ અહીં છે?

રૂસ્તમ: ત્રણેક દિવસથી તેઓ અહીં આવેલ છે ને લગ્નની વાટ જોઈ રહેલ છે. તું ઘણો જ પ્રસન્ન દેખાય છે, ફરહાદ !

ફરહાદ: શોધ્યું સૈ જડી રહે ત્યાર પછી કોણ આવડું પ્રસન્ન ન હોય ? એક વખત શોક મ્હને આવરતો, પણ હવાં દિવસ મીઠા ને મનહરણા લાગે છે. અને છતાં ય કોક કોક વખત જુનાં એ સ્મરણો સતાવે છે, કે તરત જ આલાંની ગોદમાં લપ્પાઈ જઉં છું ને તત્કાળ અમુલખ પ્રકાશની લહરીઓ ઝીલી રહું છું. આલાંનો આત્મા, તેનું સાન્ત્વનું, સંજીવનું, સ્નેહાંજનું અંતરતમ અંતર ત્યાં પ્રત્યક્ષ થઈ રહે છે: અને વણબોલ્યે તે રડતા બાળકને આશ્વાસી રહે છે...હું કદી ય તે નહી સમજી શકું...મ્હને ખબર નથી, કયાંથી તે સૈ ઉદ્દ્ભવે છે, પણ તેના નામોચ્ચાર સાથે હું કોઈ પ્રાર્થન-નિમગ્ન થઈ જતો હઉં એમ અનુભવાયા વિના નથી રહેતું......

શિરિન: મ્હારે અંદર જવું છે.

રૂસ્તમ: (શિરિન અને ફરહાદને એક બીજા તરફ શરમાળભાવે નીરખતાં જોઈ) નન્દનવનની ખીણોમાંથી આવેલ આ નાનકડી શિરિન......હાથોહાથ મિલાવો બન્ને... કાં, તું અજાયબી પામ્યો શું, ફરહાદ ?

ફરહાદ: પિતાજી......

[ એનો ઘોડો અચિંત્યો ખુંખારે છે,
જેને અવાજે શિરિનનું હરિણ ચમકે છે.]

રૂસ્તમ: જો જો, ત્હારા ઘોડાએ શિરિનના હરિણને બ્હીવરાવ્યું. તે દોડી જશે.

શિરિનઃ ના; તે કદી ય દોડી નથી જતું. તેને આશ્ચર્ય લાગ્યું, એટલું જ. મ્હારી દાદીમાએ મ્હને દીધેલ એ હરિણ છે......બીજાં હરણાં જેવું બ્હીકણુ ન હોય એ. દિવસ વા રાત કદી ય તે મ્હારાથી વિખૂટું નથી થતું.

[ તે તેને પંપાળે છે. ]

ફરહાદઃ (તેને પંપાળતો) એક બાળકની જેમ તે મ્હારી સામે જોઈ રહે છે.

શિરિનઃ સૌ જ તે સમજે છે.

રૂસ્તમઃ ફરહાદ, ત્હારી બ્હેનોને મળવાનો હવાં વખત થયો છે હોં. તને દેખી તેઓ જરૂર નવાઈ પામશે.

શિરિનઃ હંમેશ તેઓ ચોખંડીએ જતાં, સાથે હું ય જતી; પણ આવડું વ્હેલું તેમણે નહોતું ધાર્યું.........

રૂસ્તમઃ ચાલો, ચાલો, લાંબી મુસાફરીથી ફરહાદ સાવ રજોટાઇ કંટાળી ગયો છે. ઘણો ય વખત છે સૌને સાથે મળી વાતો કરવાનો. કાલે સવારે પાછાં મળશું. અને લોક કહે છે, સાંજ કરતાં સ્હવાર વધારે અનુકુળ છે. જુઓ, મહેલનાં દ્વાર ઉઘાડાં છે તે આપણુને આમંત્રી રહ્યાં છે.

શિરિનઃ કોણ જાણે કેમ પણ મહેલમાં પગ મુકતાં જ કોક કારમી વ્યથા મ્હારે ચિત્ત છવાઈ રહે છે. હું આવડી ન્હાની ને તે આટઆટલો વિશાળ !—હું તેમાં ખોવાઈ જતી દીસું છું. અને સમુદ્રને નિરીક્ષતી અસંખ્ય બારીઓ...તથા આ નાહકનો વંકવ્હોળામણો માર્ગ, અને તેની આસપાસના સૌ ખંડો, જેમાં જતાં ય હિંમત હારી જાય......

ફરહાદઃ એ દરેકમાં આપણે જશું...

શિરિનઃ મ્હને લાગે છે કે મ્હારે માટે એ બાંધેલ ન્હોય, અથવા હું તેમાં રહેવા માટે સરજાયલી ન હઉં. એકદા હું તેમાં ભૂલી પડેલ ને ત્રીસ ત્રીસ દ્વાર ઉઘાડયાં ત્યારે પ્રકાશનું એક કિરણ મ્હને લાધી રહ્યું. અને છતાં ય હું દોડી ન શકી, કારણ છેલ્લું દ્વાર ઉંડા સરોવરમાં પડતું. અને કેટલીક માંહ્યની ગુફાઓ તો એટલી અંધારી કે ભર ઉન્હાળામાં ય તેઓ ઠંડીગાર જણાઈ રહે. અને દાદર તેમ અગાશીઓ કયાં લઈ જશે કે શું દાખવી રહેશે તે જ ખબર ન પડે...

રૂસ્તમઃ હંમેશ જે શાંત રહેનારી તે આજ કાં આવડું બધું બોલી રહી છે ?...

[ તેઓ જાય છે. ]

## અંક બીજો.

### પ્રવેશ પહેલો.

[ મહેલની એક બારીએ શિરિન ડોકાતી દેખાય છે. રૂસ્તમ પ્રવેશે છે. ]

રૂસ્તમ: શિરિન...

શિરિન: ( પાછું જોઈ ) હાં ?

રૂસ્તમ: કેવી ફિક્કી દીસે છે તું ? કંઈ અસુખ છે તને ?

શિરિન: ના.

રૂસ્તમ: શું જોતી હતી તું ? પેલા સામેના ફુવારા નિરખતી હતી ? કેવા અજબ છે તે, ને અખૂટ ? પ્રત્યેક મ્હારી પુત્રીઓના મરણ પછી તે એક પછી એક એમ ફુટી રહ્યા છે...રાતે હું તેમને ગાતા સુણું છું, ને ભિન્ન ભિન્ન તેની સુરાવટોમાં મ્હારી પુત્રીઓના અવાજ હું પરખી રહું છું.

શિરિન: મ્હને ખબર છે...

રૂસ્તમ: મ્હને માફ કરજે, કેટલીક વેળા હું એકની એક વાત વારંવાર કહી રહું છું. મ્હારી સ્મરણશક્તિ જરા મંદ થઈ છે...પણ તે મ્હારી વૃદ્ધાવસ્થા નથી સૂચવતી. હું કાંઈ હજી વૃદ્ધ નથી થયો, પણ એક બાદશાહ તરીકે મ્હારે માથે ચિંતાનો ભાર ઓછો નથી. ફરહાદ આજે પોતાની સાહસિકતા વર્ણવતો હતો.

શિરિન: આહ !

રૂસ્તમ: ધાર્યાં જેટલું તે શૂરાતન દાખવી નથી શકેલ. હમણાંના જુવાનીઆઓ એટલા બધા વિશ્વાસી નથી દીસતા—મ્હને નવાઈ લાગી. ઘણાં યે માગાં મ્હારી આલાંને માટે હતાં. પણ એ સૌમાં મ્હેં ફરહાદને પસંદ કર્યો, તેને પોતાના જેવા જ ઉત્કૃષ્ટ ને ઉંડાણભર્યા આત્માની જરૂર હતી. એણે વર્ણવ્યાં તે કરતાં વધારે પરાક્રમોની મ્હેં આશા રાખેલ. ત્હારા પર તેણે કેવી અસર કરી છે ?

શિરિન: કોણે ?

રૂસ્તમ: ફરહાદે.

શિરિન: મ્હેં તો તેને તે સાંજે જ પહેલી વખત જોયો...

રૂસ્તમ: મ્હને આશ્ચર્ય થયું—અત્યાર સુધી તેના ભાગ્યમાં સૌ જ એક સરખું સારૂં ઉતર્યું. જે જે તેણે આદરેલ તે પાર પાડેલ, અને તે ય ઝાઝા ઘોંઘાટ વિના; અનાયાસે જ સર્વ કોઈ ભયમાંથી તે મુક્ત થઈ જતો. પણ હમણાંનું કંઈક પલટાયું હોય એમ દીસે છે. ત્હેનો સિતારો તેનો તે ન હોય. મ્હને સમજ નથી પડતી, શા કારણે એમ થવા પામ્યું હોય. તેને તો તેનો સંદેહ સુદ્ધાંતે નથી, પણ બીજાં સર્વને તે સ્પષ્ટ જણાઈ રહે છે...હશે...પણ જો દિવાલોને આચ્છાદતી રાત્રિ આપણને વીંટી લેતી સર્વત્ર છવાઈ રહે છે. ત્યારે જઈશું આપણા તે વ્હાલેરા વાડીઓના વેરાનમાં ?

શિરિન: આજ હું નહીં આવું.

રૂસ્તમઃ ત્હારી તેમ મરજી હોય તો અહીં રહીશું. પણ હવા આજની કુમળી છે તથા રાત સુંદર છે. (તેનાથી અદીઠ શિરિન કંપે છે) મ્હેં કેટલાક ફુલછોડ ત્યાં વાવ્યા છે. મ્હેં ઇચ્છેલ કે હું તને તે બતાવી રહું...

શિરિનઃ ના, આજ રાત્રે નહી...અલબત, તમારી સાથે જ ત્યાં જવા હું ઇચ્છું છું, હવા સ્વચ્છ છે અને વૃક્ષો ય...પણ આજ રાત્રે નહી. (ચોધાર અશ્રુએ રડી પડી વૃદ્ધ રૂસ્તમની છાતીમાં માથુ ઢાંકી દે છે) મ્હને આજ ઠીક નથી...

રૂસ્તમઃ ઠીક નથી?...જો, તું મૂર્છાવશ થાય છે...હું કોકને બોલાવું...

શિરિનઃ ના, ના...કંઈ નથી તે...મટી ગયું હવે...

રૂસ્તમઃ નીચે બેસી જા. થોભ જરા...

[પાછલે બારણે સત્વર જઈ તેને ઉઘાડી રહે છે. એક બાંક ઉપર બેઠેલ ફરહાદને તે જૂએ છે. પણ કશું જ બોલતો નથી. ફરહાદ ઉઠીને સંતાતો જતો રહે છે.]

## પ્રવેશ બીજો.

[ મ્હેલ ફરતી ખાઈ પરનો પુલ—એક છેડેથી ફરહાદ તથા બીજે છેડેથી હરિણ સાથે શિરિન આવતાં જણાય છે. સુલ્તાન રૂસ્તમ તેમને નિજ ખંડની બારીમાથી જોઈ રહેતો દેખાય છે. ]

ફરહાદ: તું બ્હાર ફરવા જાય છે, શિરિન? હું હમણાં જ શિકારેથી વળી આવ્યો...જબરૂં ઝાપટું એક પડી ગયું...

શિરિન: હજી લગી કદી ય મ્હેં આ પુલ ઓળંગ્યો નથી.

ફરહાદ: તેને સામે છેડેથી જંગલમાં પ્રવેશાય છે. લોક ભાગ્યે જ તે પર થઈને જાય છે. લાંબે રસ્તે થઈને જવું તેઓ પસંદ કરે છે. હું કલ્પું છું કે તેઓને નીચેની ઉંડી ને બદકે અતલ ખાઇનો ભય છે. પર્વતમાંથી પડતા કાળા પાણીના ધોધ સદા ય જાણે ક્રોધભર્યા ન હોય એવું લાગે છે. મહેલનો આ ભાગ સાવ ઉજ્જડ એકાન્તસમો છે પણ જંગલ ઘણું રળીઆમણું છે. ચિત્રવિચિત્ર ફુલો ને વૃક્ષો થકી ભર્યુંપૂર્યું, કદી ય તેં પૂર્વે ન દીઠું હોય તેવું. આવીશ તું?

શિરિન: પણ મ્હને આ ક્રોધાયમાન જલની બ્હીક લાગે છે.

ફરહાદઃ આવ—તેનો કોપ નિષ્કારણ છે. જો, ત્હારૂં આ હરિણ આવવાની ઇચ્છા કરતું મ્હારા તરફ ન્યાળી રહે છે. આવ......

શિરિનઃ બૂમ ન પાડીશ......તે છલંગ મારી મારા થકી દૂર ક્યાંક પળી જશે......

ફરહાદઃ ચાલ, મારી સાથે ચાલ......

[ કુદકો મારી હરિણ શિરિન કનેથી છટકી જઈ ફરહાદ તરફ વળે છે, ત્યાં પુલને ઢોળાવ તેનો પગ લપસે છે ને નીચે ખાઇમાં તે પડી જાય છે. ]

શિરિનઃ ક્યાં ગયું એ? શું થયું?

ફરહાદઃ પડ્યું તે ખાઈમાં! પાણીના વમળમાં એ તરફડીઆં મારે! ના જોતી; હવાં કશું જ કરવું વૃથા છે.........

શિરિનઃ તું તેને નહી બચાવી શકે?

ફરહાદઃ બચાવવાની વાત? હાય! કેવી રીતે? તે તો માંહ્ય ઝપટાઈ ગયું. એક ક્ષણ બાદ અતળ જળને તળીએ બેસશેઃ અને ખુદ ઇશ્વરે તેને નહી ભાળી શકે......

શિરિનઃ મ્હને છોડ! મ્હને છોડ!

ફરહાદઃ મ્હેં શું કર્યું?

શિરિનઃ મ્હને છોડ! હું તને ફરીથી જોવા નથી ચ્છિતી...( રૂસ્તમ સહસા પ્રવેશે છે ને કશું જ બોલ્યા વેના શિરિનને ઉતાવળે પકડી લઈ જાય છે.)

## પ્રવેશ ત્રીજો.

સ્થળ: મહેલનો એક ખંડ.

[ રૂસ્તમ અને શિરિન બેઠેલ દીસે છે.]

રૂસ્તમ: જો શિરિન મ્હારા હાથ નથી ધ્રુજતા, ને મ્હારૂં હૃદય ઉંઘતા બાળકની જેમ શાન્તિમાં ધબકે છે. તથા મ્હારા અવાજમાં ક્રોધની કણી સુદ્ધાંતે નથી. હું ફરહાદને ઠપકો નથી આપતો; અલબત, તેનું વર્તન અક્ષમ્ય દીસે છે છતાં ય અને તને-હા, તને ય હું ઠપકાપાત્ર નથી ગણુતો. તને ન માલૂમ એવા કાનૂનને તું વશ થઈ વર્ત્તી રહે છે, એટલું જ. હા, તે દિવસે ત્હારૂં હરિણુ ખાઈમાં પડી સહસા મરણુ પામ્યું ઈત્યાદિ વિષે અત્યારે તને કાંઈ જ હું નથી કહેવા માંગતો. પણુ ગઈ રાતે મ્હેં તમને આલાંના ખંડની બારી નીચે અન્યોન્યને ચુંબતાં જોયાં. કદાચ તેણે ય એ દુઃખદ ચુમ્બન જોયું હોય—અને તે વિષે હું તને પૂછવા માગું છું. નિર્ભય મને ઉત્તર દઈ રહે: તું જાણે છે કે મ્હેં તને ક્યારની ય માફ કીધેલ છે......

શિરિન: હું તેને ન્હોતી ચુંમેલ.

રૂસ્તમ: શું! તું તેને ન્હોતી ચુંમી, કે તે તને?

શિરિન: ના.

રૂસ્તમ: આહ!...સાંભળ: બન્યું તે સર્વ માફ કરવા હું અહીં આવ્યો છું. હું જાણું છું કે તું વર્તી તેમ અનેક

લોક વર્તે છે, અલબત્ તેમના આત્મા તેમનાથી દૂર હોય ત્યારે......પણ હવાં સર્વ ત્હારે કહેવું પડશે. તું ફરહાદને ચાહે છેઃ તેં તેને મ્હારા દેખતાં ચૂંમેલ છે.

શિરિનઃ ના.

રૂસ્તમઃ ન્હાસી ન જા. હું તો એક વૃદ્ધ છું–દોડી જવાનો પ્રયત્ન ન કર.

શિરિનઃ હું કયાં દોડવાનો પ્રયત્ન કરૂં છું ?

રૂસ્તમઃ આહ ! આહ ! કારણ તું ધારે છે કે મ્હારા આ ઘરડા હાથમાં કશી જ શક્તિ નથી તેથી. પણ એટલું જરૂર માનજે કે સર્વે ભેદને ખુલ્લા કરવા જેટલું બળ તેમનામાં હજી ય છે. (તેને કાંડેથી પકડે છે) તું જેને પસંદ કરે છે તેની સામે બાથ ભીડવા હજી ય તેમનામાં સામર્થ્ય છે...(તેના માથા વાંસે પોતાના હાથ જોરથી વીંટાળે છે) કેમ, હજી ય તું સાચું કહેવા તત્પર નથી શું ? પણ એક પળ એવી આવશે જયારે નિર્મળ જળની માફક ત્હારા આત્મામાંથી તે ઢળી પડશે......

શિરિનઃ ના ના !

રૂસ્તમઃ ફરીથી પાછું ? હજી પત્યું નથી; વાટ લાંબી છે અને સત્ય શરમાય છે, તથા ખડકોની પાછળ સંતાઈ બેઠું છે......બ્હાર આવે છે ?...ત્હારી આંખોમાં તે ચળકતું જણાય છે, મ્હારા ગાલ ઉપર તેની કુમળી હવા અનુભવાય છે......ઓ શિરિન, શિરિન ! (તે તત્કાળ તેને છોડી દે છે) નાનાં બાળકોની જેમ ત્હારા સુકોમલ હાડકાંઓને મ્હેં રડતાં સાંભળ્યાં......મ્હેં તને દૂભવી ?......મારે પાયે ન

પડ—ઉલટું મારે પાયે પડવું જોઈએ છીએ......હું રાક્ષસ છું......મ્હારા પર દયા કર......મ્હારી ખાતર મ્હેં તને નથી આજ રંજાડી...આલાં જ મ્હારે આંધળાના ધન સમી રાંકડી એક દીકરી હવાં રહી છે...બીજાં મ્હારાં બાળકો ચાલી ગયાં...એક કાળે સાત સાત બાળકો મ્હારી આસપાસ વીંટળાતાં......બધાં જ સુન્દર, આનન્દી ઓજ ને સ્હોજ-વંતાં...હાય! ફરીથી મ્હેં તેમને ન દીઠાં......આલાં ય મરતે મરતે બચી ગઈ...તેને જીવવાની ઇચ્છા ન હતી...તેમાં વળી આ એક અનાયાસે અચિંત્યું મિલન થવા પામ્યું ને મ્હેં જોયું કે તે મરણને ઝંખતી મટી ગઈ...ત્હારી શક્તિને અસાધ્ય એવું કશું જ ત્હારી પાસે કરાવવા હું નથી માગતો.

[ શિરિન રડે છે, પણ કશો જ ઉત્તર નથી આપતી. ]

## પ્રવેશ ચોથો.

સ્થળ: આલાંના ખંડમાં.

[ આલાં તથા ફરહાદ દેખાય છે.]

ફરહાદ: આલાં, વર્ષોથી શોધતો એવા સુખને થોડાકેક મહિના પર મ્હેં તારી સમીપ વસેલ નિહાળ્યું. તે પહેલાં સાચી સુન્દરતા શું હશે, તેની મિઠાશ ને સુકુમારતા કેવીક હશે તેનું મ્હને ભાન ન હોતું. સુભગ સુન્દર આત્માની સહૃદય સરળતા મ્હેં ત્હારામાં જ એક અનુભવી અને કોક અંધારભર્યા વાતાવરણ વિહોણા ખંડમાંથી નીકળી પ્રકાશના પરિમલવંતા પ્રદેશમાં ન ઉભતો હઉં એવું આનન્દદર્શન મ્હને લાધી રહ્યું—ત્યારે જ મ્હેં જાણ્યું અન્યના આત્માઓ કેવા હશે, મ્હારો પોતાનો આત્મા કેવો બનવો જોઈએ...... તે પછી હું તારી વધારે નિકટ આવી રહ્યો. તારાં દ્રષ્ટિ ને શ્રુતિ સાથે મ્હારાં દ્રષ્ટિશ્રુતિ એક કરી રહ્યો......કદી કદી સ્હાંજના ત્હારાથી દૂર છટકી જઈ એકાંતમાં ત્હારા સુમધુર ચિન્તને ઉભરાતાં મ્હારાં આંસુ હું ખાળી ન શકતો. એક જ ત્હારા મુખડાનું મરકલડું, એક જ ત્હારો અમૃત-મીઠો દ્રષ્ટિ-પાત, એક જ ત્હારી કુમળી પ્રસન્નમન નીધા મ્હારે માટે પુરતાં થઈ પડતાં, મ્હારા જીવનને ઉચ્ચતર ને શુદ્ધતર એવા ભાવમાં લીન કરવા તેઓ બસ હતાં. તું તે સર્વ જાણે છે.

કારણ ત્હારી સમીપ ખેંચાયેલ હૃદય જ કહી શકે કે ત્હારા વિરલ આત્માનાં ઉષ્મા, પ્રકાશ ને સંજીવન કેટલાં સુખદ ને કલ્યાણપ્રદ છે. અને આજ હું આ બધું બોલું છું તેનું કારણ એટલું જ કે કદાચ ભવિષ્યમાં મ્હેં ધારેલ તેટલો ઉચ્ચ હું નહી થઈ શકું, વિધિ મ્હારી તરફ વા હું વિધિ તરફ એમ અન્યોન્ય એક બીજા પ્રતિ ધસ્યા હઈએ એવું કંઈક મને અનુભવાય છે–કંઈક એવું બનવા પામ્યું, જેણે મ્હારી આંખો ઉઘાડી નાંખી અને તે ય એ સમયે કે આપણે આપણા પર દુઃખને વ્હોરી લેવા તત્પર થએલ. અને તે કાળે મ્હેં જાણ્યું કે સુંદરતમ મુખ તથા આત્માના સૌંદર્ય કરતાં કોક અજ્ઞેય શક્તિ આપણા પર પોતાનું સામ્રાજ્ય ભોગવી રહી છે, કારણ જાણ્યે અજાણ્યે પણ મ્હારે તેને વશ થવું પડે છે. મ્હારૂં કહ્યું તું સમજે છે વા નથી સમજતી તે હું નથી જાણતો...ગમે તેમ પણ મ્હને માફ કરજે...મ્હારાથી જેટલું સ્પષ્ટ રીતે કહેવાય તેટલું તો મ્હેં કહ્યું...હું શું ગુમાવી રહું છું તેની મ્હને પૂરેપુરી જાણ છે; તારા વિશાળ આત્મા આગળ તેનો આત્મા નાના બાળક સમો, ગરીબ ને અનાથ બાળક સમો છે, તે ય હું જાણું છું. અને છતાં તેને હું દૂર ધકેલવા અશક્ત છું....

આલ્લાં: રો મા, ફરહાદ...આપણું ઈચ્છયું કરી શકવા આપણે હંમેશ શક્તિવાન નથી તે હું ય પુરેપુરૂ જાણું છું. તારા અત્યારના આગમનને માટે હું અતત્પર ન હતી. આત્માના કાનુન કરતાં જરૂર કોક વધારે સામર્થ્યવંતા કાનુન હોવા જોઈએ, જેને વિષે સદૈવ આપણ ક્યાં ન્હોતાં વાત કરી રહેતાં ?...( સહસા તેને ચુંમી રહે છે )...પણ તેથી તો હું તને સવિશેષ ચાહી રહી છું. ફરહાદ......

ફરહાદ: અને હું ય પણ...તેને ચાહું છું તેથી સવિશેષ તને ચાહી રહું છું...તું રડે છે?

આલાં: નાનકડાં એ આંસુ તને દિલગીર ન કરી રહો...હું સ્ત્રી છું, માટે એ આંસુ ખરે છે, પણ જગત કહે છે સ્ત્રીનાં આંસુ દુઃખદ નથી. જો, કયારની ય મ્હારી આંખો સૂકાઈ ગઈ...મ્હને તેની પુરી જાણ હતી...મ્હને લાગેલ કે હું સવેળા જાગી રહીશ અને હવાં સૌ બનવાનું બની ગયું તેથી છૂટથી હું શ્વાસ લઈ રહીશ, કારણ હું કદી સુખી ન હતી ને નથી...બસ...હવાં તો ત્હારા ને તેના સુખને કાજ ઉત્તમ માર્ગ કયો છે તે શોધવું ને વિચારવું જરૂરનું છે. મ્હને ભય છે કે પિતાજીને કંઈક શંકા પડી છે...

[ તેઓ બહાર જાય છે. ]

# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

[ ખંડને છેડે અર્ધ-ઉઘડયા બારણાના ઉમરા પર ઉભેલ આલાં તથા ખંડની મધ્ય રૂસ્તમ દેખાય છે. ]

આલાં: પિતાજી, આત્માના મ્હારા અવાજનો અનાદર ન કરી શકવાથી આપની પાસે આવેલ છું. ફરહાદને હું મળી ત્યારે મ્હારા આત્મામાં શું શું થએલ હતું તેની તમને જાણ છે. બીજા મનુષ્યો કરતાં તે મ્હને જુદી ભાત પાડતો જણાયલો...આજ હું તમારી સહાય માગવા આવી છું. કારણ મ્હારે તેને ઉત્તમ રીતે શું કહેવું તેની મ્હને સુઝ નથી પડતી...મ્હને અનુભવાય છે કે હું ચાહી શકીશ નહી...તે બદલાયો નથી પણ હું—અથવા કદાચ હું ન સમજતી હોઉં...અને સૌમાં મ્હેં પસંદ કરેલને મ્હાવું જયારે સાવ અશકય થઈ પડે છે ત્યારે તેને માટે શોક કરવો વૃથા છે...હવાં મ્હારી આંખ પ્રેમને માર્ગ કદી ય નહીં ફરકે, અને કશા ય ઉચ્ચાટ વા અશાંતિ વિના તમે મ્હને તમારી સમીપ નિવસતી જોશો...મ્હને લાગે છે હવાં જ મ્હારા સુખની પળ ઉગે છે...

રૂસ્તમ: આલાં, મ્હારી પાસે આવી રહે. બેટા, પૂર્વે આવું તેં કદી ય તારા બાપને નહોતું જણાવ્યું. ત્યાં જાણે મ્હારાથી ન્હાસી છૂટવા અર્ધ-ઉઘડયા બારણાના ઉમરા પર

ક્યાં ઉભી રહી છે ? અને શું કામ તારા અંતરના આગળા ઉઘાડી નથી દેતી ? તને ખબર છે કે તારૂં કહેવું હું પુરેપુરૂં નથી સમજી શકયો; આત્મા આત્માની નિકટ ન આવી રહે ત્યાં સુધીના સર્વ શબ્દો નિરર્થક છે. મ્હારી નિકટ આવી રહે–તું કશું જ ન બોલતી. ( આલાં ધીરે ધીરે સમીપ આવે છે. ) એક પળ એવી આવે છે જ્યારે આત્મા આત્માને મળે છે, જ્યારે ઓઠ અણઉઘડયા રહ્યા છતાં સર્વ અંતરનું તે કળી શકે છે, જાણી શકે છે. વધારે પાસે આવી રહે–હજી પાસે–જો, હજી ય આપણા આત્માઓ બહુ બહુ દૂર છે, તેમની વચ્ચેનો પ્રકાશ અતિ શિથિલ ને મંદ છે. (આલાં એકાએક અટકે છે) બ્હીની શું ?–ખબર પડી કેટલું જઈ શકાય છે તેની ?–ત્યારે હું ત્હારી સમીપ આવું છું...(તે ધીરે ધીરે આલાં તરફ આવી તેને સ્થિર નિહાળી રહે છે) હું સમજ્યો આલાં......

આલાંઃ પિતાજી !...(આંસુ ઢાળતી તે વૃદ્ધ પિતાની છાતી પર માથું ટેકવી રહે છે.)

રૂસ્તમઃ તને જણાય છે કેટલું નકામું હતું તે...

## પ્રવેશ બીજો.

સ્થળ: મહેલનો એક ખંડ.

[ શિરિન ને ફરહાદ પ્રવેશે છે. ]

ફરહાદ: કાલે બધું તૈયાર થઈ રહેશે. અહીં વધુ થોભવું ઠીક નથી. મહેલના મધ્ય ભાગમાં ગાંડાની માફક તે ઘુમી રહેતો દીસે છે. થોડી જ વેળ પર હું તેને મળ્યો. તેણે મ્હારા તરફ જોયું, પણ કશું જ કહ્યું નહી. હું પસાર થયો ને પાછું ફરી જોયું તો જણાયું કે કુંચીઓનાં ઝુમખાં સાફ કરતે કરતે મનમાં તે હસતો હતો. જ્યારે તેણે જાણ્યું કે હું તેના સામે જોઈ રહ્યો હતો ત્યારે તેણે ડોકું ધુણાવી જરા હસવાનો અને મિત્રતા દાખવવાનો પ્રયત્ન કર્યો. મ્હને લાગે છે કે કોક છુપી યુક્તિ તે ઘડી રહેલ છે. જેની બુદ્ધિ ભ્રમિત થઈ છે એવાને હાથ આપણ આવી પડયાં છીએ. કાલ તો આપણે છેક દૂર પહોંચ્યાં હોઈશું. ત્યાં મ્હારે દેશ તારા દેશ સમું જ સૌ મઝેનું સુહાગે છે. આલાંએ આપણે બે તેમ મ્હારી બેનો અહીંથી સહીસલામત નાસી છુટીએ તે માટે સૌ ગોઠવણી કરી મુકી છે...

શિરિન: શું બોલી તે ?

ફરહાદ: કંઈ નહી, કંઈ નહી...કેટલોક કાળ આપણે સમુદ્ર પર વીતાડશું, કેટલોક વિશાળ વૃક્ષોની વચમાં, અને

પછી મ્હારા પિતાના કિલ્લાની આસપાસનાં સરોવર તથા પર્વતમાળ પર અને તું જોશે કે અહીંના સર્વ અંધારમય પ્રદેશ કરતાં ત્યાં કેટલું સુભગ ને ભવ્ય છે...અમારે ત્યાંનું આકાશ જ એવું સુહામણું છે કે તેની નીચે ભાગ્યે જ કદી ય કોઇને કંઈ ભય લાગે, અને અમારી વનશ્રી સદૈવ વસંતી વાઘા સજેલ, સુકુમાર ને સુવાસિત પ્રકાશે છે...

શિરિન: તે રડી હતી ?

ફરહાદ: શા માટે આ પ્રશ્નો ?...સાંભળજે તું; એ વિષે બોલવાનો આપણો અધિકાર નથી. આપણ ટુંક જીંદગી ને તેના વિશાળ જીવનની વચ્ચે કશું જ સરખાપણું નથી. તેની સમીપ જતાં પહેલાં પ્રેમ એની મેળે જ બળાત્કારે શાન્ત થઈ રહે. તેના ચિંતનમાં આપણ બંને સાવ ભિખારી સમાં દીસીએ છીએ...મ્હને છોડ, છોડી દે મ્હને !...કારણ હું તને કંઈક કહેવા ઇચ્છું છું...

શિરિન: ફરહાદ !...શું થયું છે ?

ફરહાદ: જા, જા,...આંખોમાંથી નહી, પણ કોક દૂર દૂરને પ્રદેશ થકી ઝરતાં અશ્રુ મ્હેં જોયાં...જરૂર કોક અન્ય બાબત બનવા પામી છે...અને છતાં મ્હને લાગે છે કે આપણે કદાચ સાચાં છીએ; પણ ઓ ઇશ્વર ! જો તેમ હોય તો આ સાચાપણામાં ય કેટલું દુ:ખ છે ? જા, જા... કાલ તને કહીશ, કાલે કાલે......

[ જુદે જુદે રસ્તેથી બંને જતાં રહે છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ: શિરિનના ખંડની નજદીક.

[ આલાં તથા ફરહાદની બહેનો પ્રવેશે છે. ]

આલાં: પાસેના વનમાં ઘોડાઓ વાટ જોઈ રહ્યા છે, પણ ફરહાદ નાસવાની ના પાડે છે–જો કે તે ને તમો ભયમાં છો છતાં ય મ્હારા પિતાને ય હું હમણાં નથી સમજી શકતી. કોક વિચારમાં તેમનું મગજ ભ્રમિત થયું દીસે છે. છેલ્લા ત્રણેક દિવસથી તો તેમને પગલે પગલે હું જ્યાં ને ત્યાં જઈ રહું છું. આજ સવારમાં ઉઠતાં વેંત જ તે સારા ય મહેલને ખુણેખોચરે ઘુમી આવ્યા, તેમ આસપાસની ખીણોને તથા ખાઇઓને જોઈ વળ્યા. તેમના હાથમાં કુંચીઓનું ઝુમખું હતું ને કોક વિચિત્ર ગીતની કડી તે ગાઈ રહ્યા હતા:

"નયણાંની વાટે સંચરજે—"

તમે ય તમારા ખંડમાંથી કદાચ તે સાંભળ્યું હશે...... અત્યાર સુધી મ્હેં તમને કશું જ નથી જણાવ્યું. કારણ વિના કારણ કંઈ કહેવું તે ઠીક ન હતું. શિરિનને તેમણે આ ખંડમાં પુરી હોવી જોઇએ, પણ કોઇને કશી જ ખબર નથી તેમણે તેને શું કરેલ છે તેની. આખી ય રાત મ્હેં ઉભે પગે ગાળી, પણ કશું જ મ્હારા જાણવામાં કે સાંભળ-વામાં ન આવ્યું......તમે કશું સાંભળો છો ?

મીઠાં: માત્ર પવનની ધીરી સુરાવટ મ્હને તો સુણાય છે.

ગુલાં: અને હું પેલા મોટા ઘડીયાળના લોલકના અવાજને સુણું છું.

નાઝાં: પણ કોણ છે એ શિરિન, ને શા માટે સુલ્તાન રૂસ્તમ તેના પર આટલા ગુસ્સે થયા છે ?

આલાં: નન્દનવનની વાટિકાઓમાંથી આવેલ તે એક યાહુદણ ગુલામડી છે......તેના પર ગુસ્સે નથી પણ...... સાંભળો, આ આવે તે ( દૂર કોક ગાતું સંભળાય છે ) આ થાંભલાઓ પાછળ સંતાઈ જાઓ. કોઇએ આ ખંડ સમીપ ન આવવું એવું તેમનું ફરમાન છે. ( તેઓ સંતાય છે. રૂસ્તમ ગાતો ને કુંચીઓનું ઝુમખું ફેરવતો આવે છે. )

રૂસ્તમ:

ત્રણ ત્રણ સોનાની કુંચીઓ—<br>
ત્હોયે ન રાણી હજી મુક્ત હો !<br>
દુ:ખ તણી—<br>
ત્રણ ત્રણ સોનાની કુંચીઓ—<br>
નયણાંની વાટે સંચરતું હો !<br>
દુ:ખી તણી—<br>
ત્રણ ત્રણ સોનાની કુંચીઓ.

[ અતિવ થાકયો દીસે છે ને શિરિનના ખંડ બ્હાર પડેલ બાંક પર તે ઢળી પડે છે; થોડોક વખત ગીત ગુંજ્યા કરી અંતે નિદ્રાવશ થાય છે. ]

આલાં: આવો, છતાં થઈ રહો, પણ જરી ય અવાજ કર્યા વિના. બાંક પર તે સૂઈ ગયા છે. હાય ! પિતા !

ત્રણ ત્રણ દિવસમાં કેટકેટલા તેમના વાળ ધોળા થઈ ગયા! કેટલા દુ:ખી, કેટલા નિર્બળ! હાય! નિદ્રામાં ય તેમના જીવને જંપ નથી! ત્રણ ત્રણ દિવસથી મ્હારાથી તેમના સામું ય જોયું નથી જતું......

મીઠાં: ઘોર નિદ્રામાં પડયા છે......

આલાં: હા, પણ તેમનો આત્મા અશાન્ત છે, એ ચોખ્ખું જોઈ શકાય છે...એમની આંખો પર તડકો આવ્યો છે......લાવ, એમના મ્હોં પર આ વસ્ત્ર ઢાંકી દઉં......

ગુલાં: ના, ના, ન અડકતાં; તે જાગી ઉઠશે......

આલાં: કોક આ તરફ આવતું સંભળાય છે......તમે આમ આડાં ઉભાં રહેશો? કારણ કોઈ અજાણ્યું તેમને આ સ્થિતિમાં જુએ તે ઠીક નથી......

નાઝાં: એ તો ફરહાદ છે......

આલાં: ગરીબડી એમની આંખ હું ઢાંકી દઉં...... (રૂસ્તમને મુખ એક વસ્ત્ર ઢાંકે છે)......ફરહાદે તેમને આવી દુ:ખી હાલતમાં ન જોવા જોઇએ......

[ ફરહાદ પ્રવેશે છે. ]

ફરહાદ: શું થયું છે જે?

મીઠાં: બાંક પર ગાઢ નિદ્રામાં પડયા છે.

ફરહાદ: મ્હને તેમણે ન જોએલ, પણ હું તેમની વાંસે વાંસે ફરતો હતો, તે કશું જ ન બોલેલ......

આલાં: ના, પણ જુવો. કેટલું કષ્ટ તેઓ સહી રહ્યા છે?

ફરહાદ: તેમની પાસે કુંચીઓ છે, નહીં ?

ગુલાં: હા, આ રહી તેમના હાથમાં....

ફરહાદ: હું તે લઇશ.

આલાં: શું કરવા ? જોજે સંભાળજે, નહી તો હમણાં તે જાગી ઉઠશે. ત્રણ ત્રણ રાતના એમને અખંડ ઉજાગરા છે......

ફરહાદ: ધીરે રહી હું તેમના હાથમાંથી તે લઈ લઇશ. વધુ વિલંબની હવાં જરૂર નથી. ઇશ્વિર જ એકલો કહી શકે કે સુલ્તાને શું ધાર્યું છે. પણ ચિત્તશુદ્ધિ થયે તે જરૂર અમને માફ કરશે......હાય ! કેટલા નબળા હાથ થઈ ગયા છે ?

આલાં: સભાળીને હોં, ધીરેથી......

ફરહાદ: ચાલો, કુંચીઓ મળી ગઈ–પણ કઈ કુંચી વડે આ દ્વાર ઉઘડે છે જે ?

મીઠાં: મ્હને બ્હીક લાગે છે, ન ઉઘાડતો ફરહાદ આ બારણાને.

ફરહાદ: ઉભાં રહો અહીં.........મ્હને જાણ નથી માંહ્યથી શું મળશે તેની......(દ્વાર આગળ જઇ તેને ઉઘાડી માંહ્ય પ્રવેશે છે.)

આલાં: છે એ ત્યાં ?

ફરહાદ: (ખંડમાંથી) કશું જ મ્હને નથી દેખાતું– બારીઓ સૌ બંધ છે......

આલાં : સંભાળજે હાં, ફરહાદ...મ્હને જવા દે પહેલી ...ત્હારો અવાજ ધ્રુજે છે......

ફરહાદ : ના, ના......જો, જો, બારીની તડમાંથી એક સૂર્યકિરણ માંહ્ય પ્રવેશે છે......

મીઠાં : હા—બ્હાર મઝેનો સૂર્ય પ્રકાશે છે.

ફરહાદ : (એકદમ ખંડમાંથી બ્હાર ઉછળી આવી) આવો, આવો, ઉતાવળાં થાવ !–હું માનું છું કે તે......

આલાં : જોઇ ત્હેં તેને ?......

ફરહાદ : પથારી પર પડી છે......હાલતી કે ચાલતી કંઈ જ નથી......મ્હને નથી લાગતું કે......અંદર આવો ! (બધાં જ ખંડમાં પ્રવેશે છે.)

આલાં તથા ફરહાદની બ્હેનો : (ખંડમાં) આ રહી તે. ના, ના, મરી નથી ગઇ...શિરિન ! શિરિન ! હાય ! ગરીબડી શિરિન !...મૂર્છાવશ છે તે......તેના વાળનો ડૂચો કોઇએ તેને મોંએ દીધો છે–ને તેના હાથ તેની કમરે બાંધી દીધા છે......શિરિન ! શિરિન !......ઉતાવળાં થાવ—પાણી જલ્દીથી લાવો......(રૂસ્તમ એવે જાગે છે ને ખંડના ઉમરે ઉભેલ દેખાય છે.)

આલાં : મારા પિતા ત્યાં છે !

રૂસ્તમ : (ફરહાદ કને જઇને) તેં આ ખંડનું દ્વાર ખોલ્યું ?

ફરહાદ : હા, મેં...મેં ખોલ્યું, અને પછી...પછી ? ...મારી નજર આગળ આમ તેને મરતી હું ન જોઈ શકું...

જુવો, તમે શું કર્યું છે તે...શિરિન ! બ્હીશ મા...તે આંખો ઉઘાડે છે......દુઃસહ આ નથી જોયું જતું...

રૂસ્તમ : એવડે ભારે અવાજે ન બોલ...ચાલો આ આ બારીઓ ઉઘાડી દઇએ....અંધારામાં કશું જ નથી જોઈ શકાતું...શિરિન ! હાં, જો તે ઉઠી છે...જુઓ, મારાં બાળકો ! કેટકેટલું અંધારૂં છે આ ખંડમાં ? હજારો ફીટ ઉંડા ભોંયરામાં ન હઇએ એવું લાગે છે. પણ જયાં આ બારી ખોલી કે તરત સારાય આકાશનો પ્રકાશ માંહ્ય રેલાઈ રહ્યો ! અને તેમાં કંઈ ઝાઝો શ્રમે ય નથી પડતો—પ્રકાશને બોલાવવો જોઇએ, ને બોલાવ્યો કે તે સહસા આવ્યો જ. કેટલો બધો આજ્ઞાપાલક !...દેખાય છે પેલી દૂર વહેતી નદી ને તેની મધ્ય રંગરંગનાં ફુલની ચાદર ઓઢેલ ટાપુઓ !...જુવો, જુવો, એ શિરિન ને ફરહાદ...આવો, પ્રકાશના પરમ પારાવારમાં ઉભાં રહો તમે બન્નેય...ને નવીન ભર્ગને વધાવતાં બન્ને અન્યોન્યને ચૂમી રહો......મ્હને તમારો વૈરી ન સમજતાં... વિધિએ નિર્મ્યું તે તમે કર્યું છે...ને મ્હેં પણ...આ ઉઘાડી બારીમાંથી પુનઃ રૂમઝુમતાં વૃક્ષો ને પુષ્પોને તેમના સુભગ આહ્લાદમાં નિરખી રહો.

[ મૌન. ધીરેથી તે બારી બંધ કરે છે. ]

# અંક ચોથો.

## પ્રવેશ પહેલો.

[ ઉંડી વિશાળ ગુફાઓ માંહ્ય શિરિન ને ફરહાદ જણાય છે. ]

ફરહાદ: તેમણે મ્હારી આંખોએ પાટા બાંધ્યા છે, ને હાથ મ્હારા બાંધી દીધા છે.

શિરિન: મ્હારા ય હાથ બાંધ્યા છે, ને મ્હારી ય આંખોએ પાટા છે...મ્હને લાગે છે મ્હારા હાથમાંથી લોહી વહે છે...

ફરહાદ: અરે, થોભો, થોભો; કોક અજબ બળનો મ્હારામાં સંચાર થઈ રહ્યો છે...સૌ જ ગાંઠો વછૂટતી દીસે છે...ફરીથી પ્રયત્ન કરૂં છું. ભલે શિરાઓ ભાંગી જાય. ફરીથી–હાં–મ્હારા હાથ હવાં છૂટા થયા. ( આંખના પાટા તોડી નાંખતો ) અને આંખોના બંધો વછોડાયા !

શિરિન: તું દેખે છે હવાં ?

ફરહાદ: હા.

શિરિન: આપણે કયાં છીએ ?

ફરહાદ: હું તને નથી દેખી શકતો.

શિરિન: હું અહીં છું, અહીં...

ફરહાદ: સજ્જડ પાટાઓને લીધે હજી ય મ્હારી આંખો-માંથી ચોધાર આંસુ વહી રહે છે...આપણે અંધારામાં

નથી. પણે તું છે? તને હું સાંભળું છું. પણે...પ્રકાશની નજદીક?

શિરિન: હું અહીં છું, આવ મ્હારી કને...

ફરહાદ: પ્રકાશની કોર પર તું છે, નહીં? હાલતી ના. ત્હારી આસપાસ શું છે તે હું ન કહી શકું. મ્હારી આંખો હજી ય તે બંધનો સ્મરી રહી છે. એવા તો સજ્જડ એ બંધ હતા કે તેથી કરીને મ્હારાં પોપચાં લગભગ નષ્ટ થઈ ગયાં છે.

શિરિન: જલદી આવ, આ દોરડાંના બંધ મ્હને ગુંગળાવે છે...મ્હારાથી ઝાઝી વેળા નહી થોભાય.

ફરહાદ: પ્રકાશમાંથી આવતો અવાજ હું સૂણું છું...

શિરિન: તું ક્યાં છે?

ફરહાદ: મ્હને ખબર નથી—હજી ય અંધારામાં માર્ગ કાપી રહ્યો છું. ફરીથી બોલ, જેથી મ્હને જણાય કે તું કઈ દિશામાં છે...નિરંત કોક ઉજ્જ્વલતામાં તું હોય એમ દીસે છે.

શિરિન: અરે, જલદી આવ, જલદી! અત્યાર સુધી સૌ મ્હેં સમૌન સહ્યું, પણ હવાં મ્હારાથી વધુ વખત નહી સહ્યું જાય...

ફરહાદ: (આગળ ધપી) તું જ અહીંયાં? મ્હેં ધાર્યું કેટલી ય તું દૂર હશે! મ્હારાં આંસુએ મ્હને છેતર્યો. હાય! ત્હારા હાથ જખમી થયા છે ને ત્હારાં વસ્ત્રો બધાં રક્તભીનાં થઈ ગયાં છે. આ બંધ છેક ત્હારા અંગના ઉંડાણમાં પ્રવેશ્યા છે ને મ્હારી કને કશું જ તેમને કાપવાનું સાધન નથી. મ્હારો છરો ય તેમણે ખુંચવી લીધો. હું તેમને તોડી નાંખું છું. થોભ, થોભ—તેમની ગાંઠો મ્હને જડી...

શિરિન: પણ સૌ પહેલાં મ્હારી આંખોના બંધ વછોડી નાંખ.

ફરહાદ: અરે, પણ ચોપાસ આ સુવર્ણા દોરની મધ્ય હું ઝંખવાઈ જઉં છું...

શિરિન: ને પછી મ્હારા હાથ—મ્હારા હાથ!

ફરહાદ: રેશમના એ બંધ છે...જો, ધીરે ધીરે ગાંઠો વછૂટે છે—ત્રીશ ત્રીશ વળની ગાંઠો છે એ...પણ હવાં છૂટે છે એ સૌ...હાય! ત્હારા બન્ને હાથમાંથી લોહીની ધારાઓ વહે છે! ને કેવા તેઓ સાવ શિથિલ ને મુડદાલ દીસે છે!

શિરિન: ના, ના, તે જીવે છે, જીવે છે! જો! (હાથ નિર્બળ છતાં શિરિન ફરહાદની કોટે વીંટળાઈ વળે છે, ને તેને પ્રેમ-આલિંગન દઈ રહે છે.)

ફરહાદ: શિરિન!

શિરિન: ફરહાદ!

ફરહાદ: શિરિન! શિરિન!...

શિરિન: હવાં હું સુખી છું...અત્યાર સુધી મ્હેં રાહ જોઈ હતી.

ફરહાદ: મ્હને ભય હતો..

શિરિન: હું સુખી છું...હું તને જોવા ઇચ્છું છું.

ફરહાદ: એવા તો સજ્જડ બાંધ્યા છે, જાણે તે લોઢાના ન હોય...હાલતી ના, સોનેરી દોરા મ્હને જડી આવ્યા...

શિરિન: હા, હા, હું હાલીશ...

[ફરહાદ ફરતા હાથ વીંટાળી પુનઃ તેને સુમધુર ચુમ્બે છે.]

ફરહાદ: સંભાળ, સંભાળ! જો, પાછી ન ફરતી... મ્હને ભય છે તને હું કદાચ દુઃખાડીશ–ભારે ઈજા કરી બેસીશ...

શિરિન: તોડી નાંખ! હરકત નહીં, હવાં મ્હને કશી જ ઈજા નથી થવાની...

ફરહાદ: મ્હારે પણ તને નીરખવી છે...

શિરિન: તોડી નાંખ, અરે, તોડી નાંખ! હવાં મ્હને કશું જ દુઃખ થનાર નથી......તોડી નાંખ! કેટલી બધી પ્રસન્ન હવાં હું મરીશ તેની તને ખબર નથી......કયાં છીએ આપણ?

ફરહાદ: તું જોશે, તું જોશે...અસંખ્ય અતળ ગુફાઓની મધ્ય આપણ છીએ...નીલી એ ગુફાઓ તેજસ્વી સ્તંભો તથા ઉંચી સુહામણી કમાનો વડે શોભે છે......

શિરિન: "કયાં છીએ આપણ?" તેનો આવો ઉત્તર હોય?

ફરહાદ: તું ને હું સાથે, પછી ગમે ત્યાં હોઈએ તેનું શું?

શિરિન: મ્હને તું ઓછું ચાહે છે, નહીં?

ફરહાદ: તું શું કહેવા માગે છે?

શિરિનઃ હું ત્હારા હૃદય પર ઝુલું છું. તેને ક્યાં છું તેના ઉત્તરની જરૂર હોય? બંધ તોડી નાંખ! એક અંધની જેમ ત્હારા આત્મામાં હું પ્રવેશી ન શકું......ફરહાદ, તું શું કર છ? મ્હારા હાસ્ય સંગે ત્હારૂં હાસ્ય, ને મ્હારા રૂદન સંગે ત્હારૂં રૂદન, તું નથી મેળવતો દીસતો. મ્હારા પ્રહર્ષ સંગે ત્હારો પ્રહર્ષ ને મ્હારા અનુકંપ સંગે ત્હારો અનુકંપ હું નથી નીરખી શકતી......હાય! આ બંધ, આ બંધ! તોડી નાંખ......(પોતે બંધ તોડી નાંખે છે) હાશ! ......

ફરહાદઃ દેખે છે તું?

શિરિનઃ હા, હું તને દેખું છું—ફક્ત તને જ.

ફરહાદઃ શું છે, શિરિન? આવડાં શોકવ્યથાભર્યાં આ ચુમ્બન કાં?

શિરિનઃ આપણ ક્યાં છીએ?

ફરહાદઃ વ્યથિત આમ કાં મ્હને પુછે છે તું?

શિરિનઃ વ્યથિત નથી હું, પણ આંખ નથી ઉઘાડી શકાતી......

ફરહાદઃ મને લાગે છે ત્હારો આનંદ મ્હારાં સારાં ય અંગાંગ કોક પ્રસન્ન પ્રેમલતા વડે ભીંજવી રહે છે...... મ્હારી કનેથી જરી ય ન ખસતી......તને છોડતાં, રખેને આ સૌ સ્વપ્ન છે એમ માનતાં, હું બ્હીઉં છું.......

શિરિન : ક્યાં છીએ આપણે?

ફરહાદ : કદી ય મ્હેં ન જોયેલ એવી ગુફાઓની મધ્ય ......પણ એમ નથી ભાસતું કે વધુ ને વધુ પ્રકાશ આપણી

સમીપ આવતો જાય છે? આંખો મ્હેં પ્રથમ ઉઘાડેલ ત્યારે તો મ્હને અંધારૂં ઘોર લાગતું; પણ હવાં સર્વ કાંઈ ઉજળું ને સુહામણું દીસે છે. મ્હેં સાંભળેલ કે આ મ્હેલને તળીએ ચમત્કારી ગુફાઓ છે; અને તે આ જ હોવી જોઈએ. અત્યાર સુધી કોઈ જ તેમાં ન્હોતું પ્રવેશી શકેલ......અને રૂસ્તમની એકલાની કને જ તેની કુંચીઓ રહેતી. મ્હને લાગે છે કે આ પ્રકાશ સમુદ્રના જળનો છે...તેમણે આપણુને અહીં દાટવા ઇચ્છેલું, પણ અંધારમાં તેમને કશું જ માલુમ નહીં પડેલ; ફાનસ ને મશાલો સહિત તેઓ આવેલ, પણ નરી કાળાશ જ તેમને જણાયલી; જ્યારે આપણી પાસે કશું નથી, છતાં વધુ ને વધુ પ્રકાશ આપણી સમીપ રેલાઈ રહેતો જણાય છે; જરૂર મહાસાગર પર ઉપસૂતેજ લહરતાં હોવાં જોઇએ ને હરિયાળી જલ–ઊર્મિઓ દ્વારા તેમના નિર્દોષ આત્માની પવિત્રતા આપણુને પાવા આપણી સાવ નજદીક તેઓ આવી રહેતાં હોવાં જોઇએ......

શિરિન: આપણુને અહીં આવ્યે કેટલો વખત થયો?

ફરહાદ: હું તે ન કહી શકું......ત્હને સાંભળી તે પહેલાં મ્હેં જરી ય પ્રયત્ન નહી કરેલ......

શિરિન: મ્હને જાણ નથી આ સૌ કેમ બનવા પામ્યું તે–હું મ્હને મળેલ તે ખંડમાં હું સૂતી હતી; અને જાગી ત્યારે મ્હને જણાયું કે મારી આંખો તેમજ હાથ સજ્જડ બંધે બંધાયેલ હતાં......

ફરહાદ: હું ય નિદ્રાવશ હતો......મ્હને પણ કશું ન સંભળાયેલ, સિવાય કે જાગ્યો ત્યારે આ સૌ બંધન જોઈ રહ્યો. અંધારમાં હું ઘણું ય ઝઝુમ્યો, પણ તેઓ મ્હારા

કરતાં વધારે બળવાન, એટલે તેમણે મ્હને અહીં હડસેલી પાડયો......અને તને તેમણે કશું ન કહ્યું ?

શિરિન: ના, શબ્દે નહી. પણ જ્યારે તે મ્હારી આગળ થઇને ગયો ત્યારે કોઇકિ રડતું મ્હને સંભળાયેલ: ને પછી હું મૂર્છિત થઈ......

ફરહાદ (તેને ચૂમી): શિરિન !

શિરિન: કેવું ગંભીર તું મ્હને ચૂમે છે ?

ફરહાદ: હું તને ચુમું ત્યારે આંખ ન મીંચી દઇશ...... ત્હારા અંતરતમ અંતરમાં પ્રત્યેક મ્હારા ચુમ્બનના અનુકંપ નિહાળવા હું ઇચ્છું છું......કારણ ભવિષ્યમાં આવાં રસરસ્યાં ચુમ્બન માણુશું વા નહી તેની મ્હને ખાત્રી નથી પડતી......

શિરિન: ના, ના, હમેશ, હમેશ, માણુશું તેમને......

ફરહાદ: આવાં નહી પણ; કારણ અત્યારે આપણા અધર મૃત્યુના વક્ષસ્થળ પર અન્યોન્યને ભેટે છે, ચૂમે છે: અને તેવું તો એક જ વેળ, કોક ધન્ય પ્રભુદત્ત પળે જ, બને ને ?......વ્હા, તું કેટકેટલી સુન્દર છે !...પહેલી જ વખત આમ આટલો ત્હારી નિકટ હું આવી ત્હારાં નયન હું નીરખું છું......કેવું વિચિત્ર ! લોક એકમેકની પાસે થઈ આવજા કરે છે, ને ધારે છે કે જોવાનું તેમણે જોયું; પરંતુ અધર અધરને ચૂમે, ને લજ્જિત રસામૃતને પ્રાશી રહે, તે કાળનાં અદ્‌ભુત પરિવર્તન રોમરોમનાં જીવન્ત ને જ્વલંત પરિવર્તન, તેમને કેટલાં ઓછાં જાણીતાં છે ?......જો, જો, અનંત પ્રેમના પારાવારમાં તું ને હું ઝૂલીએ છીએ, ને

આનંદ પ્રમત્ત ચુમ્બનદાન દીએ-લીએ છીએ......પૃથ્વી થકી પર આવા પ્રકાશની જ આપણને જરૂર હતી...... (પુનઃ તેને ચૂમે છે) અરે, અરે, હાલીશ મા. ખડકની કિનારી પર આપણે છીએ, ને નીચે આપણને પ્રકાશ દેતાં ઉંડાં પાણી વહે છે......હું ઝંખવાઈ ગયેલ......

શિરિનઃ (પ્રકાશલ્હાણ લ્હાતાં પાણી નિહાળતી) ઓહો !......

ફરહાદઃ જાણે આખું ય આકાશ આપણી સમક્ષ સભર છલકી રહ્યું છે......

શિરિનઃ માંહ્ય સ્થિર ને અડોળ પુષ્પસમૂહને હું નીરખી રહું છું......

ફરહાદઃ ખરેખર, કોક અલૌકિક પુષ્પો છે તે...... પણ, જો, સૌથી મોટું પેલું પુષ્પ. સહસ્ર તેની પાંદડીઓ, કોક અજબ વિલાસ દાખવી રહી છે......જાણે તેમના પ્રત્યેકના જીવન્ત શ્વાસોચ્છવાસનાં રસભર ડોલન સૂણતાં ન હઇએ એમ સહજ અનુભવાય છે......અને જળ, જો તે જળ હોય તો, સારાં ય પૃથ્વીનાં જળ કરતાં કેટલાં બધાં મનોહરાં, કેટલાં બધાં પવિત્ર ને નીલાં તેજવન્તાં દીપે છે......

શિરિનઃ ઝાઝીવાર એકીટશે જોતાં મ્હને બ્હીક લાગે છે......

ફરહાદઃ જો, જો, પ્રકાશ કેવો સર્વ કાંઈ અહીંનુ રંગી રહ્યો છે ! અને સ્વર્ગને સુસુન્દર પ્રાંગણ તું ને હું અન્યોન્યને ભેટી રહ્યાં છીએ—ચૂમી રહ્યાં છીએ......જો, જો, આ ઘુમ્મટ પરનાં સુભગ તારા શાં રત્નો અપરિમિત જીવનવન્તાં,

આપણા પ્રત્યે નિજ સુમધુરાં સ્મિત સારી રહેતાં દીસે છે......અને આ પ્રત્યેક સ્તંભે કોક અણગણ્યાં પુષ્પોના રસિક દોર વીંટાઈ રહ્યા છે......

શિરિન: વ્હા !...........મ્હને કંઈક સંભળાયું !...

ફરહાદ: શું ?

શિરિન: કોકને મ્હેં એ ખડક પર પ્રહાર કરતાં સાંભળ્યું......

ફરહાદ: ના, ના; એ તો કોક અજ્ઞાત સ્વર્ગનાં સુવર્ણ દ્વાર આપણા આત્માને પરમ મંદિર ઉઘડતાં ને કોક અશ્રુતપૂર્વ ગાન ગુંજતાં સૂણાયાં !......

શિરિન: સાંભળ...જો, ફરી, ફરી !...

ફરહાદ: (અવાજ બદલી) હા; પ્હણે–સૌથી વધુ નીલઘેરા ઘુમ્મટ પર......

શિરિન: તેઓ આવે છે......

ફરહાદ: ખડક પર લોહના પ્રહાર હું સાંભળું છું...... કાં તો તેમણે દ્વાર બંધ કરી દીધું હોય વા તેને ઉઘાડવા અસમર્થ હોય......પથ્થર પર કોશોના અવાજ થાય છે... તેના આત્માએ તેને જણાવ્યું હશે કે આપણ બે સુખી છીએ......

[ મૌન; એવે એક પથ્થર છેક ઉંચેથી પડતો જણાય છે, ને તેની સાથે ગુફામાં દિવસનો પ્રકાશ સંચરી રહે છે. ]

શિરિન: અહો !

ફરહાદ: આ પ્રકાશ જુદો છે......

[ ઉભય સ્થિર ઉભે છે, એવે એક પછી એક પથ્થર ખરતા જણાય છે ને કોક પ્રકાશના અપ્રતિમ પ્રવાહ ગુફામાં રેલાઈ રહે છે, તથા પૂર્વે ચમત્કારિક દીસતું તે સર્વ કેટલું નિર્માલ્ય હતું એવી પ્રતીતિ થઈ રહે છે. અંતે ખડકની એક સારી ય બાજુ તૂટી પડે છે, ને સૂર્યનાં પ્રચંડ તેજ સાથે બહારથી આવતી જુમોના અવાજ સંભળાય છે. શિરિન ને ફરહાદ પાછાં હઠી જાય છે. ]

ફરહાદ: ક્યાં છીએ આપણ ?

શિરિન: (સચિંત તેને આલીંગી) અને હજી ય હું તને ચાહું છું, ફરહાદ !

ફરહાદ: અને હું ય તને ચાહું છું, મ્હારી શિરિન !

શિરિન: તેઓ આવે છે...

ફરહાદ: (વધુ દૂર હઠતાં પાછળ જોઈ) સંભાળ.

શિરિન: ના, ના, હવે કશું ય સંભાળવાની જરૂર નથી...

ફરહાદ: (તેના તરફ જોતો) શિરિન !...

શિરિન: હાં.

[ પ્રકાશ ને ભયના સામટા ધસારા સામે બને આઘાં ને આઘાં ધસે છે; અને તેમના પગ લપસે છે. અતલ અંધારઘેર્યાં જલમાં ઉભય પડે છે. ક્ષણેક સર્વત્ર મૌન વર્તી રહે છે; પછી આલાં તથા ફરહાદની બહેનો ગુફામાં પ્રવેશે છે. ]

આલાં: તેઓ ક્યાં છે જો ?

મીઠાં: ફરહાદ !

આલાં: શિરિન, શિરિન !

ગુલાં: ફરહાદ, એ તો અમે છીએ અહીં !

નાઝાં: બ્હીશો માં, અમે એકલાં જ છીએ.

આલાં: અમારી તરફ આવી રહો; અમે તમને બચાવવા આવ્યાં છીએ.

મીઠાં: રૂસ્તમ ન્હાસી ગયો......

ગુલાં: મહેલમાં તે નથી હવાં...

નાઝાં: કશો જ ઉત્તર કોઈ નથી આપતું !

આલાં: પેલા જળમાં મ્હને કશુંક સંભળાયું—આમ, આમ !

[ અતલ જળ તરફ તેઓ વળે છે. ]

મીઠાં: આ પેલાં જણાય !

ગુલાં: હા, હા, કાળાં પાણીને અતલ ઉંડાણ... અન્યોન્યની કરલતામાં વીંટળાયેલાં...

નાઝાં: તેઓ મરી ગયાં છે !

મીઠાં: ના, ના, તેઓ જીવે છે, જીવે છે ! જુવો !

બીજી બ્હેનો: રહાઓ, રહાઓ ! સહાયને માટે બુમ પાડી રહો !

આલાં: પોતાને ઉગારવાનો જરી ય પ્રયત્ન તે નથી કરતાં જણાતાં......

## અંક પાંચમો.

### પ્રવેશ પહેલો.

[ મહેલના મધ્ય ખંડમાં આલાં તથા વૈદ્ય ઉભેલ દેખાય છે. ]

આલાં: (વૈદ્યને) મ્હારી બ્હેનોના મૃત્યુ પછી અહીં સાવ સૂનકાર સમું હતું. કશું જ કદી બનવા નહોતું પામેલ. તે પછી કોક અનિવાર્ય અવિશ્રાન્તિએ મ્હારા પિતાજીને ઘેરી લીધા એમની શાંતિમાં કંઈક ભંગ પડયા સમું દેખાયું. એમનાં ડહાપણનાં નીર ડહોળાયેલાં દેખાયાં. એક દિવસ જાણે ભ્રમિત બુદ્ધિના ન હોય તેમ આ મહેલને છેક ઉંચેરે બુરજ ચઢી બે હાથ પ્રસરી જાણે સમુદ્ર તથા પર્વત પરથી કોકને બોલાવતા ન હોય એવો દેખાવ કરી રહ્યા. હું તેમની પાસે હતી, ને મ્હને અશ્રદ્ધાળુ જોઈ તે બોલ્યા. "ક્ષિતિજમાં વર્ષો થકી છૂપાઈ રહેલ પ્રસંગોના પુરને હું જગવી રહ્યો છું." હાય ! તે પ્રસંગો આવ્યા. તેમના ધાર્યા કરતાં સવિશેષ ઉતાવળા, સવિશેષ અણગણ્યા અને થોડાક જ દિવસમાં તે પિતાજીને પદભ્રષ્ટ કરી પોતાનું નિષ્કંટક રાજ્ય સ્થાપી રહ્યા. ખરેખર, પહેલા તે જાતે જ માંહ્ય હોમાઈ રહ્યા. જે રાતે તેમણે બિચારાં શિરિન તથા ફરહાદને તે અતલ ગુફામાં બંધો બાંધી ઉતાર્યાં: તે જ રાતે ગાતા ને રડતા બીડ ને ખેતરોની પાસે તે કયાંક દોડી ગયા—ગુમ થઈ ગયા. ત્યારથી કોઇએ જ તેમને નથી ન્યાળ્યા.

દેશવિદેશ મ્હેં તેમની ભાળ કાઢવા ઘણા ય સૈનિકો પાઠવ્યા —ને સમુદ્ર માર્ગે પણ—છતાં ક્યાંય તેમનો પત્તો ન લાગ્યો. પછી મ્હેં ઇચ્છ્યું કે અજાણતાં તેમણે આણેલ કષ્ટને ભોગવતાં શિરિન તથા ફરહાદને હું ઉગારી રહું—પણ ત્યાં ય હું મોડી પડી! શું બન્યું તેની મ્હને જરી ય જાણ નથી. અત્યાર સુધી એક હરફે તેમણે નથી કાઢેલો. એટલું જણાય છે કે જ્યારે તેમણે ખડકના પત્થરને એક પછી એક એમ ખરતા જોયા, ને પ્રકાશને અંદર આવતો ન્યાળ્યો, તે વારે તેમને લાગ્યું કે મ્હારા પિતા હજી ય તેમની પુંઠ પકડી રહ્યા છે; આથી એમને ઉગારવા આવનારનાં પગલાંમાં મૃત્યુનાં પગલાં એમને સુણાઈ રહ્યાં, અથવા તો તેમના પગ લપસવાથી કેવળ અકસ્માત થયે તેઓ ખડકની પાસેના સરોવરમાં પડ્યાં હોય. પણ માંહ્યનાં પાણી ધાર્યાં જેટલાં ઉંડાં ન હોવાથી અમે તેમને કાઢી શક્યાં... અને હવાં માત્ર તમારા એકલાના પર તેમને ઉગારવાનો સૌ ભરોંસો રાખી રહ્યાં છીએ.

[ફરહાદની બહેનો ય સૌ ત્યાં આવી રહે છે.]

વૈદ્ય: એક જ રોગના બન્ને ભોગ થઈ પડ્યાં છે, ને તેની ચિકિત્સા મ્હારાથી નથી થઇ શકતી—પણ મ્હને જરી ય આશા નથી પડતી. કદાચ એ અતલ ગુફાની શરદી તેમને લાગી હોય: અથવા જે સરોવરમાં એ પડ્યાં તેનું જળ ઝેરી હોય...શિરિનના હરણાનું ફુગાઈ ગંધાઈ ગયેલ શરીર માંહ્યથી સાંપડી આવ્યું...સાંજે ફરીથી હું આવીશ. એ દરમ્યાન એમને શાંતિની જરૂર છે...જીવન તેમની નાડીઓમાં ને હૃદયના ધબકારમાં પ્રતિક્ષણ મંદ પડતું જતું દીસે છે...તેમને ખંડ ન જતાં, તેમ તેમને બોલાવતાં પણ નહી, કારણ અત્યારની તેમની સ્થિતિમાં એક જરિક સરખો

શબ્દે ઘાતક થઇ પડશે. અન્યોન્યને તેમણે ભૂલી જવાનો પ્રયત્ન કરવો જોઇએ છે.

[ તે જાય છે. ]

મીઠાં: મ્હને લાગે છે કે ફરહાદ મરી જશે...

આલાં: ના, ના,...રૂઓ મા...મૃત્યુ એમ જલદી નથી આવતું...

ગુલાં: શા માટે તમારા પિતા અમ ગરીબડા ભાઈ પર આટઆટલા વિના કારણ ક્રોધાયમાન થયેલ?

નાઝાં: મ્હને લાગે છે તમારા પિતા શિરિનને ચ્હાતા હોવા જોઈએ...

આલાં: એમ મા બોલો, એમને વિષે એમ મા બોલો ...તેમણે ધાર્યું કે હું દુઃખી છું. તેમણે માન્યું કે પોતે સારૂં કરવા જાય છે, પણ અજાણ્યે થઈ ગયું અવળું... આપણુ બધાંને ઘણી ય વેળા એ પ્રમાણે બને છે. મ્હને અત્યારે યાદ આવે છે...એક રાતે હું સૂતી હતી, અને સ્વપ્નમાં રડતી હતી...સ્વપ્નમાં ઓછું જ આપણને ધૈર્યનું વા ધીરજનું ભાન રહે છે જે? હું જાગીને જોઉં છું તો તેમને મ્હારી પથારી આગળ ઉભેલ ને મ્હારા તરફ એકીટશે નિહાળતા જોયા.........અને કદાચ તે મ્હને ન સમજ્યા...

મીઠાં: શિરિન તેના ખંડમાં મ્હને હાલતી સંભળાઈ હમણાં...

આલાં: બારણા આગળ જાવ ને જુવો, કદાચ તે નર્સ પણ હોય...

ગુલાં: ના, ના, નર્સનાં પગલાં હું બરાબર પિછાનું છું...પણ આ અવાજ જુદો છે.

નાઝાં: મ્હને લાગે છે ફરહાદ પણ જરા હાલ્યો...કંઈક સ્પષ્ટ બોલવા પ્રયત્ન કરતો હોય તેવો તેનો અવાજ મ્હને સંભળાયો.

શિરિનનો અવાજ: ( પોતાના ખંડમાં, અતિ નબળાઈ દાખતો ) ફરહાદ !...

મીઠાં: જુવો, તે તેને બોલાવે છે !

આલાં: આપણે સંભાળ રાખવી જોઈએ. જાવ, તમે બારણાને અઢેલીને ઉભાં રહો, જેથી ફરહાદ તે ન સાંભળી શકે...

શિરિનનો અવાજ: ફરહાદ !

આલાં: ઓ ઇશ્વર ! ઓ ઇશ્વર ! શાંત પાડ એ અવાજને ! ફરહાદ તે સૂણશે કે તરત જ મરણ પામશે !...

ફરહાદનો અવાજ: ( બીજા ખંડમાંથી, એટલી જ નિર્બળતા દાખતો ) શિરિન !...

મીઠાં: સાંભળો, તે જવાબ આપે છે !...

આલાં: તમે બે અહીં રહો. અમે બે પેલે બારણે જઈએ છીએ. બરોબર અડીને ઉભાં રહીએ, કદાચ તેઓ એક બીજાને ન સાંભળી શકે...

મીઠાં: શિરિનના ખંડમાં હું જઉં છું.

ગુલાં: હા, હા, તેને બોલતી બંધ પાડો...

નાઝાં: તેણે આ બધો શોક ને અશાંતિ આણ્યાં...

આલાં: તમારાથી અંદર નહી જઈ શકાય. અથવા તમે શિરિનને ખંડ જશો તો હું ફરહાદના ખંડમાં જઉં છું. આપણા સૌ જેટલો તેને ય જીવવાનો હક્ક છે; ને તેણે બિચારીએ કશું જ નથી કર્યું. પણ મૃત્યુ ભાખતા આ શબ્દોને આપણે કેવી રીતે શાંત પાડવા? જરૂર, આપણે કશું જ કરી શકવા અસમર્થ છીએ—સાવ અશક્ત છીએ; અને હાથ આડા ધર્યે વા અંગને અઠીંગ્યે આત્મા અટકવાનો હતો શું?

શિરિનનો અવાજ: ફરહાદ—તું છે?

ફરહાદનો અવાજ: ક્યાં છે તું, શિરિન!

શિરિનનો અવાજ: દૂર—મારાથી ઘણે દૂર, કરૂણ રડતો ને આક્રંદતો તને હું સાંભળું છું?

ફરહાદનો અવાજ: તું મ્હને બોલાવે છે? હું તને નથી જોઈ શકતો...

શિરિનનો અવાજ: ત્હારો અવાજ સાવ હતાશ થઈ ગયો દીસે છે...

ફરહાદનો અવાજ: અને ત્હારો—મૃત્યુનાં ઘાડાં વન ઓળંગી આવતો હોય તેવો જણાય છે...

શિરિનનો અવાજ: તમારો અવાજ મ્હારા ખંડમાં ય નથી આવી શકતો એટલો નબળો થઈ ગયો છે તે...

ફરહાદનો અવાજ: ને ત્હારો ય પહેલાં જેવો ક્યાં રહ્યો છે, હવાં?...

શિરિનનો અવાજ: મ્હને ત્હારી દયા આવે છે...

ફરહાદનો અવાજ: તેમણે આપણને વિખુટાં પાડયાં છે, પણ હું તને હમેશ ચ્હાઈશ...

શિરિનનો અવાજ: મ્હને ત્હારી દયા આવે છે... હજી ય તારું દર્દ શમ્યું નથી ?

ફરહાદનો અવાજ: કશું જ મ્હને દર્દ નથી...પણ મ્હારે ત્હને જોવી છે...

શિરિનનો અવાજ: પુનઃ કદી ય આપણે પરસ્પરને નહી જોઈ શકીએ, કારણ બારણાં બધાં ય બંધ છે...

ફરહાદનો અવાજ: એ જ, મ્હને ત્હારા અવાજમાં માલુમ પડે છે કે તું મ્હને હવાં નથી ચાહતી.

શિરિનનો અવાજ: હા, હા, હું ત્હને સદૈવ ચ્હાઉં છું, પણ હવાં સૌ શોકમાં પરિણામે છે.

ફરહાદનો અવાજ: તું જતી રહેતી દેખાય છે...ભાગ્યે જ ત્હને હું હવાં સાંભળી શકું છું...

શિરિનનો અવાજ: અન્યોન્યથી કોક સેંકડો જોજન દૂર હઈએ એમ લાગે છે...

ફરહાદનો અવાજ: ઉઠવાનો મ્હેં પ્રયત્ન કર્યો, પણ મ્હારો આત્મા અતિ ભારે થઈ ગયો લાગે છે...

શિરિનનો અવાજ: મ્હેં ય તેમ કરેલ, પણ મ્હારૂં મસ્તક પાછું પડયું...

ફરહાદનો અવાજ: ત્હારા અવાજમાં મ્હને ત્હારાં અશ્રુઓ ખરતાં સંભળાય છે.

શિરિનનો અવાજ: ના, રડ્યે ઘણો વખત થઈ ગયો. પણ હવાં આ અશ્રુ ન હોય...

ફરહાદનો અવાજ: મ્હને તું નથી જણાવી શકતી એવું કંઇક તું વિચારી રહી છે.

શિરિનનો અવાજ: તે રત્નો ન હતાં...

ફરહાદનો અવાજ: અને તે પુષ્પોય સાચાં ન હતાં...

મીઠાં: ઉન્માદનાં ચિહ્ન દેખાય છે...

આલાં: ના, ના, તેઓ જે બોલે છે તે બરાબર સમજીને જ બોલે છે...

શિરિનનો અવાજ: અને તે સાવ દયા હીણ હતો...

ફરહાદનો અવાજ: શિરિન, કયાં જાય છે તું ! મ્હારાથી દૂર, અતિ દૂર, તું પળી રહેતી જણાય છે...

શિરિનનો અવાજ: સૂર્યકિરણનો હવાં મ્હને અસંતોપ નથી થતો...

ફરહાદનો અવાજ: હા, હા, પુનરપિ એના એ સુહામણાં વૃક્ષો ને પુષ્પો આપણ બે સાથે જોઈ રહીશું.

શિરિનનો અવાજ: મ્હને જીવવાની તૃષ્ણા નથી રહી હવાં...

[ મૌન પછી વધુ ને વધુ શિથિલપણે: ]

ફરહાદનો અવાજ: શિરિન !...

શિરિનનો અવાજ: ફ—ર—હા—દ...

ફરહાદનો અવાજ: શિ—રિ—ન......

[ મૌન. આલાં તેમ ફરહાદની બહેનો ઉડેરી આત્મનૂવ્યથા થકી છેવટના એ બોલ સૂણી રહે છે. એવે ફરહાદના ખંડમાંની નર્સ દ્વાર ઉઘાડી ઉંમરા પર ઉભી રહી, તેમને અંદર આવવા ઇશારત કરી રહે છે; બધાં તેને અનુસરી ખંડમાં પ્રવેશે છે ને દ્વાર બંધ કરે છે. પુનઃ મૌન. પછી શિરિનના ખંડનું દ્વાર ઉઘડે છે, નર્સ બહાર આવે છે, ને આમતેમ જુવે છે; કોઈને ય ત્યાં ઉભેલ ન દેખી પોતે પાછી ખંડમાં જતી રહે છે, ને દ્વાર ફદ્દાર ઉઘાડાં રહેવાં દે છે. ]